# કચ્છનો ખેડુત

તા. ૯-૭-૩૧ ના રોજ કચ્છના નામદાર મહારાવ સમક્ષ કચ્છના તમામ ખેડુતોના પ્રતિનિધિમંડળ તરફથી પેશ થનારૂં કચ્છના ખેડુતની અત્યારની હાલત અને તેને સુધારવાના નમ્ર ઉપાયોની નોંધનું નિવેદન.

લેખક અને પ્રકાશક
કાન્તિપ્રસાદ ચંદ્રશંકર અંતાણી

# બાબતવાર સાંકળીયું

# નિવેદન

## કચ્છમાં ખેડુત સંમેલન ભરવાની જરૂરિયાત

૧. કચ્છમાં 'ચળવળ' અને રાજકારણ સમજવા માટે 'જાગૃતિ' સહેજ પણ જે થવા પામી છે તેની થોડી કે ઝાઝી અસર કચ્છી પ્રજાના તમામ વર્ગમાં થઇ છે; તેનો અર્થ અને અમલ એ સૌ વર્ગો પોતપોતાની સમજશક્તિ પ્રમાણે કરવા લાગ્યા છે.

૨. પ્રજાની અજ્ઞાન દશા અને રાજ્યનું મોળાપણું જેને કામધેનું રૂપ નિવડયાં હોય તેવા વર્ગમાં આ જાગૃતિથી પોતાના સ્વાર્થમાં ગેરૂ પડયા જેવું જણાતાં તેને ( એ જાગૃતિને ) કોઇ પણ પ્રકારે બને તો મારી નાખવા અથવા છેવટ ટૂંકી કરવાના કોઇ પણ ઉપાયો લેવાની 'જાગૃતિ' એ વર્ગમાં આવી છે. અને એ વર્ગ તે કચ્છની નોકરશાહી. તેનો અનુભવ કે પરિચય જેને જોઇએ તેને કચ્છ સર્વત્ર જ્યાં કહો ત્યાં સર્વત્ર સાંપડે તેમ છે.

૩. આ વર્ગ પોતાના શિકાર ખેડુતોમાંથી ખૂબ મેળવે છે; કારણ કે બીજી જનતામાં આ જાગૃતિને કારણે થોડે ઘણે અંશે પણ સમજશક્તિ આવવાથી સહેજમાં શિકાર બનવાના કારણો આપે તેમ નથી અને ગેરવ્યાજબીથી સહન કરવાની શક્તિ ઘટી ગઇ છે. વળી છેવટ સુધી દાદ મેળવવામાં બનતું કર્યા વગર છોડે નહિ એવી વૃત્તિ આવવા લાગી છે. વધુમાં સામે હાઉ કરે તેમ છે. અને પોતાનાં છિદ્રોને લઇને નોકરશાહીને તે

'હાઉ' પાસે ચૂપ થઇ જવું પડે છે. ખેડુત વર્ગમાં સ્થિતિ ઉલટી છે.

૪. ખેડુત વર્ગમાં આ 'ચળવળ' અને તેની જાગૃતિ દાખલ થઇ છે ખરી પણ તે સમજવા કે પચાવવા જે સમજદારી હોવી જોઇએ તે ન હોવાથી તેનો ( આ જાગૃતિનો ) ઉપયોગ કરવા જતાં કયાંક લેવા ગઇ પૂત ખોઇ આવી ખસમની કહેવત પ્રમાણે નોકરશાહીના શિકાર બની જવાય છે, તેથી આ ચળવળ કે જાગૃતિ માટેના તમામ રોષનો ભોગ ખેડુતોને આપવો પડે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ખેડુતોને કયાંયથી હુંફ છે નહિ, અને 'માર' સર્વ તરફથી સીધી કે આડકતરી રીતે ભોગવવો પડે છે.

૫. વ્યાજ ખાઉઓ તરફથી પણ આ તદ્દન નધણીઆતી જેવી બની ગએલ કોમને માટે 'બિચારી' સ્થિતિનો જેટલો (ગેર) લાભ લઇ શકાય તેટલો લેવાતો હોવાથી તે અને એક ઉપર જણાવી તે એમ બે હાડમારીની ચક્કી વચ્ચે પીસાવાનું દુર્ભાગ્ય ખેડુતોનું છે.

૬. ખેડુત વર્ગમાં આ ચળવળ અને જાગૃતિ 'સવળે' રસ્તે વાળવાનું પ્રજાના હિતમાં જરૂર હોવી જોઇએ તે કરતાં રાજ્યનાં હિતમાં વધુ જરૂરી છે. કારણ કે દુનિયાભરમાં વાતાવરણ કે પ્રજાજાગૃતિ આડાં જેટલાં બંધનો મૂકવામાં આવે તેથી કોઇ કાળે પણ તે રૂંધી શકાતા નથી. એ બંધનો જેટલા મજબૂત તેટલો પ્રાત્યઘાત (Reaction) વધારે બને છે.

૭. એ હકિકત તરફ જેટલું લક્ષ તરત અને વધારે અપાય ત્યાં સારાં ભવિષ્યની આગાહી સ્પષ્ટ બને છે અને જ્યાં દુર્લક્ષ કે બેદરકારીથી જાણ્યે કે અજાણ્યે એ બંધનો લંબાય કે મજબૂત થાય ત્યાં કુદરત પોતાનો કાળો પંજો બતાવવાની હોય તેવી આગાહી દેખાય છે.

૮. ખેડુત વર્ગમાં જરૂર અસંતોષ છે અને નોકરશાહી જેને રાજ્ય અને પ્રજા બન્નેને વફાદાર રહેવાનો ધર્મ હોવો જોઇએ તે રાજ્યનાં હિત કરતાં પણ પોતાના સ્વાર્થને ચડીઆતો ગણે છે. એવી તેમની રાજ્ય તરફ વફાદારી છે, ત્યાં પ્રજા તરફ વફાદાર હોવા સંબંધી વાત જ કયાં કરવી ? એટલે પ્રજાને તો રાજ્યના હિત

'નામે' માર નંબર એક, વળી એ 'વફાદાર' નોકરોનાં 'સ્વાર્થ ખાતર' માર નંબર બે, એમ ડબલ મારનાં ભોકતા ખાસ કરી આ ખેડુતો છે. તેથી તેઓમાં દિન પ્રતિદિન અસંતોષ વધતો જાય છે.

૯. ખેડુત વર્ગમાં અસંતોષ, અજ્ઞાનતા અને દરિદ્રતાની ત્રીપુટીમાં 'બે–સમજ જાગૃતિ'નાં બીજ જો વગર રખેવાળ રહે તો, અરાજકતા પેદા કરનાર તત્ત્વ દાખલ કરનાર બની જાય.

'આ સ્થિતિ'નુ ભાન કે ચિંતા પોતાનાં સ્વાર્થમાં અંધ નોકરશાહીને રાખવા જરૂર કે ફુરસદ કદાચ ન પડી હોય, પણ રાજ્યનાં પ્રથમ 'પુરૂષ' કે પ્રજાનાં જવાબદાર સમજદાર વર્ગે તેથી બેભાન રહેવું ન પોસાય.

કચ્છમાં ઉપર જણાવી સ્થિતિનો પોતાનાં સ્વાર્થમાં નોકરશાહી તો ઉપયોગ કરે છે. ભવિષ્યની ચિંતા કરવા તેને કારણ કે ફુરસદ પણ નથી. બલ્કે કોઇ સાચી ચિંતા કરનાર હોય તેને દુશ્મન ગણી, મનાવવા તે બાબતમાં થઇ શકે તે તમામ ગેર-સમજ ફેલવવાનું કરે તેમ છે.

૧૦. કચ્છમાં હમણાં પાંચીઆ પ્રકરણે આ બધી પરિસ્થિતિની આગમાં ઘી હોમ્યુ છે. દિશા કોઇને સુઝતી નથી. એ ગોટાળાને લઇને ખેડુતોને ઘણાંમાં ઘણું ભોગવવું પડે છે.

૧૧. આ બધા સંજોગોમાં આ વર્ગને પોતાની બધી તરફ બીલકુલ અંધારૂં જોવામાં આવે છે. એ માર્ગશૂન્ય અંધારા પ્રમાણે પોતાને સબડતા જોવે છે. અજ્ઞાનતા, અને આ બધી હાડમારીથી ઉત્પન્ન થતી માનસિક દુર્બળતા તેને પરિણામે શું કરવું તે સાચું કે વ્યાજબી શું કરવું શું ખોટું કે ગેરવ્યાજબી એ નીતિ–અનીતિ સમજવાની શક્તિ પણ ક્ષીણ થતાં વ્યવહારિક કે સાંસારિક નીતિમાં મલીનતા આવી જાય છે. ખેડુત વર્ગની આવી રાંક, દુર્બળ કે લાચાર દશા કોઇ પણ રાજ્ય કે પ્રજાને ચલાવી લેવા જેવી નથી. એટલું જ નહિ પણ શોભારૂપ નથી.

માટે તે તરફ દુર્લક્ષ રાખી ઢીલ કરવી એ અક્ષમ્ય છે. તેથી તેઓને સવળા માર્ગી કરવા અવશ્ય જરૂર છે.

૧૨. આ બહુ મોટા વર્ગને દેશ, કાળ અને સ્થિતિને અનુકુળ માર્ગે કરવાના વિચારો ખેડુતસંમેલન ભરવાનું સુઝાડે છે. તે મારફતેઃ

૧. તેઓ શાથી અને ક્યાંથી દુઃખ પામે છે તે હકિકત તરફ ધ્યાન ખેંચવું.

૨. ખેડુતોમાં જે 'મલીનતા' કે બેજવાબદારીપણું આવેલ હોય તે દૂર કરવા–કરાવવા જવાબદારીનાં તત્ત્વ દાખલ કરાવવાં.

૩. ઉચી થતી હુંડીને પહોંચી વળવા ગૃહઉદ્યોગમાં અને દેશનું ઉત્પન્ન વધારવા ખેતીમાં વધુ મન પરોવવાની તાલાવેલી તેઓમાં જગાડવી.

૪ ખેડુતોનાં હિતમાં શ્રી. દરબારનો સહકાર ક્યાં અને કેવી રીતે જરૂરનો છે, તે બતાવી તે મેળવવા તજવીજ કરાવવી.

૫. પોતામાં અરસપરસ ભાઇચારો વધારી એક બીજાને ઉપયોગી થવાની વૃત્તિ જગાડવાના પ્રયત્નો થવા જરૂરના છે.

અંજાર તા. ૨૭-૧-૩૧
મહા શુકલ અષ્ટમી
સં. ૧૯૮૭

પ્રકાશક

# કચ્છનો ખેડુત

શ્રી કચ્છ ખેડુતસંમેલનની જરૂરીઆતનું નિવેદન ઉપર પ્રમાણે હોતાં તે આ સંમેલનને માર્ગદર્શક થઇ શકે અને તેની પૂર્તિ તરીકે વિસ્તૃત સમાલોચના જરૂરી છે એમ સમજી ઉપયોગી થઇ પડે એવી કેટલીક બાબત આ નીચે રજૂ કરવા રજા લઉં છું.

## ખેડુતોની વર્તમાન દશા

કચ્છના ખેડુતોની વર્તમાન દશા સૌ કોઇ જાણે છે. કચ્છના ખેડુતો ઉપર કચ્છ દરબાર તરફથી રાજ્યનાં કર અને રવૈયા સં. ૧૯૧૦ ની આજુબાજુમાં મહારાજા મહારાવ બીજા દેશળજી બાવાના વખતમાં શ્રી. દરબારે પોતે તે વખતનાં શિરસ્તાના વાકેફ કારભારીઓ અને રૈયત એમ તમામે ભેળા મેળવી દેશ, કાળ અને સ્થિતિ જોઇ મુકરર કર્યાં છે. તે પછી જેને સિદ્ધાંતનાં ફેરફાર કહી શકાય તેવા કશા ફેરફાર થયા નથી. એટલે કે રાજભોગ લેવા દેવામાં કર રવૈયા વધારવા અંગે કશા ફેરફાર શ્રી. દરબાર તરફથી થયા નથી. આ કહેતાં અમારા ધ્યાન બહાર નથી કે રૈયતની અંદર ઓછી સમજ, દરબારી નોકરોની ખુશામત કરવાની વૃત્તિ અને કચ્છીમાં કહેવત છે કે 'આગલા ઘરનાં દીકરા થવાની કંગાલ મનોદશા'ને કારણે દબાણુ સહન કરવાની નિર્માલ્યતા વધતી જવાથી તે તે ઠેકાણે દરબારી નોકરો તરફથી નાના સિદ્ધાંતોનાં મરજી મુનાસબ અર્થો બેસાડી વહીવટમાં છૂટા છવાયા કરભારના વધારા કરવામાં આવેલા છે ખરા. એ બાબત આગળ વિસ્તૃત કહેવામાં આવશે. પણ સામાન્ય પણે

સિદ્ધાંતસર એવા કોઇ વધારા થયાનું જાણુવામાં આવતું નથી; તે છતાં રૈયતની હાડમારી દિન પ્રતિદિન વધતી જાય છે એ વધુ દુઃખની વાત છે.

## ખેડુત વર્ગની દરિદ્રતા

કચ્છનો ખેડુત વર્ગ આર્થિક દૃષ્ટિએ બહુજ કંગાલ બનતો જાય છે. જુની જુની વાતો યાદ કરતાં તે વખતનાં કામો સરખાવતાં એ પૈસાની વિપુલતા અને આજની કંગાલ દશા સરખાવતાં ખરેખરી સ્થિતિ ખ્યાલમાં આવી શકે છે. કચ્છમાં ખેતી કરનાર વર્ગમાં વાણીઆ લોકોએ વખત વિચારી કચ્છમાં ખેતી કરવાના ઉદ્યોગને ગૌણુ બનાવી પરદેશમાં કમાઇનાં સાધનો મેળવી લીધાં છે. એટલે તે વર્ગમાં જે ઉજળી સ્થિતિ જોવામાં આવે છે, તે તેને આભારી છે. તેનાં સરવૈયા જોવાથી સ્પષ્ટ થશે કે પરદેશથી કમાઇ આવતાં કચ્છમાં ખેતી પાછળ કાં તો ખેતી ખાતું ખર્ચખાતું બની જતાં ત્રાંબીઆ દોકડાની ગણત્રી કરી શકતા હોવાથી તેમને તે પાલવાતું નથી.

અબડાસામાં ગામોગામ પડતર જમીન વધતી જાય છે. બાયટ–ગોધરા જેવાં મોટાં મોટાં ગામો કોડાય, ભુજપર, બિદડા વગેરે તરફનાં મોટાં ગામોએ વાડીઓ અને ખેતરો સંખ્યામાં પેદાશમાં અને ખેડમાં ઘટાડો દિવસે દિવસે વધતો જાય છે. કહેવામાં આવે છે કે આવાં મોટાં ગામ ઘણાં છે કે જ્યાં સેંકડો વીંઘા જમીન ઘણીઆતી હોવા છતાં પડતર પડી રહે છે. અને દરબારના આટલાં ખેરખાહ હોવાનો દાવો કરનારા તાલુકા અધિકારીઓ, સ્પષ્ટ સરક્યુલર નં ૩૪૦૫ તા. શા. ૧૯૩૭ હોવા છતાં ખેડાવાતું કરી શકતા નથી. આ જમીન પડતર રહી જાય છે અને તે સરક્યુલર પ્રમાણે ઉતારી લેતા નથી તેતું કારણ ખેડુતો તરફ નોકરવર્ગની લાગણી નથી. બલ્કે ખેડવા સાધન સામગ્રી વાળા ખેડુ મેળવી શકાતા નથી. આ સ્થિતિનુ મુખ્ય કારણુ ખેડુતોની દરિદ્ર હાલત છે. અને તેનાં કારણો જે લોકોએ પરદેશ વસાવ્યું તે સિવાયનાં અહિં રહ્યા અને જેઓ માત્ર ખેતી પર આધાર રાખી બેઠા છે તેમાં મોટે ભાગે લગભગ તમામની

કરજવાન હાલત છે. નીચા હુંડીઆમણને કારણે દેશમાં ઉત્પન્ન થતો માલ તેની મજૂરી વગેરે એકંદર પડતર પણ પેદા કરી શકે તેવી સ્થિતિ પરદેશથી આયાત થતાં માલે રાખી નથી. વર્ષો લગભગ નબળાં આવે છે, એટલે ખેડુતોએ મોટે ભાગે ઉધાર લીધા ઉપર આધાર રાખવો પડે છે. એ રીતે અતિ ગરજુને અને ભૂખ્યાને જેમ અક્કલ ન હોય તેમ તેમને ઠગી ખાનારાનો ત્રોટો ન હોય, તેમ વ્યાજખાઉ મારવાડીઓ કરતાં પણ ક્યાંય ચડી જાય એવા વેપારીઓના વ્યાજ ભરવામાં તેઓની બધી કમાઈ જાય છે. એવી સ્થિતિ જ્યાં ત્યાં ઉભી છે. શ્રી. દરબાર તરફથી કે મોટી કંપની સ્વરૂપે કશી રાહત ન હોવાથી આ વ્યાજખાઉ પાસે જવા વગર તેમને બીજો રસ્તો નથી અને આંગળાકાપુનાં હથીઆર તો સદાય સજેલાં તૈયાર જ પડયા હોય છે. વળી અધૂરામાં પૂરૂં નોકર વર્ગની પણ સ્વાર્થવૃત્તિ દિવસે દિવસે વધતી હોવાથી, તેમને સંતોષવા માટે કંઇ ને કંઇ કરવાનું સૌ કોઇને ફાળે આવે છે. એ રીતે જે કર ભાર વધી પડયા તે માલ પર પોસાય નહિ તેવા બને છે. આ રાજ્યના નોકર વર્ગ તાલુકામાં મુસાફરી જહાંગીરી તોરમાં કરે છે. તેને માત્ર ખાવા પીવાની બરદાસ કરવામાં ગામઝાંપો ગામેગામ ઉઘરે છે. તે દર કળશીએ બહુજ જુજ હોવો જોઇએ અને એક ચોવીસીની રસમમાં ઉલ્લેખ પણ છે કે વધારેમાં વધારે કળશીએ બે કોરી તેને બદલે દસ બાર અને તેથી વધારે ઉઘરાવવી પડે છે. પેદાશ દીવસે દીવસે ઓછી અને ખર્ચ તો દીવસે દીવસે વધારે છે. આ સ્થિતિએ એકંદર સરવાળે ખેડુતોની કંગાલ થતી જતી હાલતને ઓર કંગાલ બનાવવામાં બહુ ભાગ ભજવ્યો છે. એટલે કે માબાપ વગરનો રાંક રઝળતો દિકરો અને તેને વળી અઢારે અંગે નિકળ્યો કોઢ એવી હાલત આ ખેડુતોની છે.

## અજ્ઞાન

તે હાલતમાં અજ્ઞાન અને બેસમજદારીએ ખૂબ વધારો કર્યો છે. તેઓની અજ્ઞાન દશાનો બધ શકાય તેટલો તમામ દુરો-

પયોગ સૌ કોઇ કરે છે. જેને લાગે આવે તે તેને ફાલી ખાય છે. શ્રી. દરબારના રોકડ બાબત નાણું ભરે તેની પહોંચો ભ્રુ વહીવટદાર ન આપે. રસમની બીજી રીતે વહીવટો કરી મરજી મુનામાબ પોતાની ખુશી નાખુશી પ્રમાણે કરે. રવૈયા ઉધરાણે રાખે છે. સડકોના ટોલટેક્સવાળા થપાટ મારી વધુ પડતું લઇ લ્યે છે. વેપારીઓ કાંધા મરજીસર જ બતાવે છે. અને મરજીસર હિસાબો ગણાવે છે. વ્યાજો ચડાવે. આ બિચારો અજ્ઞાન ખેડુ નીચી મુંડી કરી જાણે દુનિયામાં બિચારો પરાયા માટે ભૂખે મરી રાત દી ઉઘાડે પગે ટાઢ તડકામાં કમાતો હોય તેમ રાત દિ દળી દળી ઢંઘી પાલી જેમ સ્થિતિ ભોગવે છે. આજે બધું સહન કરવું પડે છે તે માત્ર—અજ્ઞાન—અક્ષરજ્ઞાનના અભાવને આભારી છે.

## કુસંપ

જ્યાં ગરીબાઇ અને અજ્ઞાનતા મળે ત્યાં રોટલો રોટલાથી વધે, ગોળાના પાણી સુકાય તેમ આ વર્ગમાં ક્રમનશીબે કુસંપ વધતો જાય છે. અને તે ઉપર જણાવી સ્થિતિનું સ્વાભાવિક પરિણામ છે. ભાઇ ભાઇનું કરે એટલી સમજ કે ફુરસદ કોઇને નથી. બીજો આવી તેને કોઇના માટે કંઇ કહે તો તેનું સારાસાર સમજવા સમજદારી નથી. એટલે કુસંપમાં રાચનારા કુસંપથી પોતાની જાદુઇ લાકડી અજમાવી સ્વાર્થ કાઢનારાઓને આ કળીકાળ વિષે કંઇ ત્રોટો નથી, એટલે કુસંપ પોતાનું વધારેને વધારે જોર જમાવતો જાય છે.

ખેડુતોમાં આગેવાન, પટેલ, ચોધરી આ કોઇ અપવાદ સિવાય રાજ્યના નોકર વર્ગના કાંધીઆ જેવા બની ગયા છે. પટેલ પોતાને પૈસા મળે અને તે કોઇ ઝુંટવી ન લ્યે એની વધુ પડતી ચિંતામાં અથવા પટેલની પાઘડી ન પહેરી હોય તો તે પાઘડી મેળવી મોટા બા બની પટેલ પસા ભોગવવાના સ્વપ્નામાં રાજ્યનાં નાના મોટા નોકરોનાં તેઓ ચાકરનાં ચાકર જેવાં કંગાલ ખુશામત કરવાની મનોદશા વાળા થઇ ગયાં છે, કારણ ઘર મોટું, નામ મોટું, બાપનો કુવો મોટો, એટલે બુડયા વગર ન ચાલે! અને

ઘરને ચાર ખુણે ચાર અગીઆરસ અને વચ્ચે બારસ જેવી સૌ ખેડુઓની હાલત તેવી એમની પણ હાલત હોતાં દારિદ્ર અને તેમાં ખોટી ડંફાસ ભળતાં પરાયા ઉપર આધાર રાખવાનું, સારૂં ખરાબ જોયા વગર, જ્યાં ત્યાં ખાવાનાં ફાંફાં મારવામાં આંધળાં જેવી આંખો રાખવી પડે છે. એટલે અમલદારોના ઓઠા નીચે શિકારમાંથી પાંતી મેળવવાની તજવીજ ચાલુ હોવાથી ગામના અજ્ઞાન બેસમજ વર્ગની ચાંચી ખાવા ચાંચા જોવાનો ધંધો કર્યા વગર શું કરી શકે; એટલે કુસંપનું મૂળ મંડાણ ત્યાંથી શરૂ થાય છે. પછી તો કુવાડાને એક હાથો મળે એટલે બાકી જોઇએ તે હાથા તો બનાવી શકાય. આ આગેવાનો પટેલ ચોધરીઆ વર્ગ પોતાની આ સ્થિતિ જાણે છે તે માટે પસ્તાય છે પણ ખરા. હવે તો જે ચીલા પર ગાડું ચડી ગયું તેના પર કોઇ વાટ આવે ત્યાં સુધી હાંકયે રાખ્યે જ છુટકો. રસ્તાની બન્ને બાજુ ઉંડી ખાઇ, રસ્તો ટુંકો, પાછું વળી ન શકાય તેવી મનોદશા તેમની છે. અને તેનો પુરેપુરો ઉપયોગ ખેડુતોના ખરા દુશ્મન લ્યે છે.

વળી વ્યાપારી વર્ગ ઘણું અતિ વ્યાજ ખાવામાં અને તે મેળવવાની સાચી કે ખોટી તજવીજમાં આ વિક્ષેપ વધારનાર તત્ત્વ જેવો પાઠ ભજવનાર ગામડાંમાં બની જાય છે. આમ બે કે ત્રણ સ્વાર્થ લોલુપોની દિવાલો વચ્ચે બિચારો કંગાલ–બેસમજ ખેડુ પોતપોતામાં શક રાખનાર, પોતાનું માંડમાંડ સંભાળતાં બીજાની જરાપણ ચિંતા દરકાર કે મદદ કરવાની વૃત્તિ કે ફુરસદ વગરનો છે. એટલે આ કુસંપ પોતાનો પંજો ગમે તેમ આડો અવળો અફાળી શકે છે.

## મનોદશા

ગરીબાઇ, અજ્ઞાનતા અને કુસંપ જ્યાં ત્રણે પુરબાર હોય ત્યાં કોઇની સીકલ અને ખવાસ પણ બદલી જાય છે. આ દુઃખ દર્દ વાગ્યાં હોય તે જાણે. ગમે તેવો ચાલાક માણુસ આ ત્રણ દર્દોથી ઘેરાઇ જાય એટલે પછી તેની માનસિક હાલતમાં પણ ફેર પડી

જાય છે. મર્દ માણસોને પણ નિર્બળ બનાવવા આ બસ છે. તેમ આ સાચી, મર્દ અને પ્રમાણિક દાનતવાળી ખેડુ કોમ એ કારણોને લઇને અતિ ભીરૂ બની ગઇ છે. રાજ્યના નોકરના કુતરાથી પણ બીએ. સિપાઇના વેશમાં ગમે તે આવે, તે પણ તેને ડરાવવા બસ છે. ડરમાં ગમે તે ખોટું પણ કહી નાંખે, ગમે તેના સાધન બની જાય, ટુંકામાં એને ડરને માર્યે કશું ભાન પણ રહેતું નથી. અને સહન કરવાની તાકાત એટલી વધી પડી છે કે તેને કોઇ માર મારે, ફોલી ખાય, કંઇ તકલીફ આપે તે સઘળું નીચી મુંડી કરી સહન કર્યે જ જાય છે. વ્યાજબી ફરિયાદ કે વ્યાજબી પોતાની વાત પણ કયાંય રજૂ કરી શકતો નથી, તેને પરિણામે ઝીણા મોટા તમામના શિકાર બનવાનું પોતે ભૂખે મરતાં છતાં કરજ કરીને બીજાને મનગમતી રીતે પોષવાનું તેના ભાગ્યમાં સરજાઇ ગયું હોય એમ જણાય છે. તેને હવાલદાર લૂંટે, સિપાઇ લૂંટી લ્યે, એટલે સુધી કે તાલુકા અધિકારીઓ આવે, કમીશ્નરો આવે, દિવાન આવે, હજુર સ્વારી આવે, આ બિચારાઓ:ને ભાગ્યે તો નાની શી લૂંટ હોય જ. તેજ ગામનો પ્રભુ જાણે દરરોજ ખાય પીએ ગામનું, આમ પગારો અને ભથ્થાં પુરેપુરાં શ્રી દરબારમાંથી લેતાં છતાં ખેડુતોની પીઠમાંથી લોહી પીધા વગર તેમનાથી રહેવાતું જ નથી.

કમીશ્નરો હજારોના પગારો લ્યે, પોતાના સેંકડોનાં ખર્ચો નિભાવે અને ડોળમાં કહે કે અમે તો અમારૂં આપી દઇએ છીએ, એવા ડોળ બતાવે હકિકતે તેઓનાં મેલાણના સેંકડોનાં ખર્ચોમાં કોઇ આઠ દશ કોરીઓ રોકડી અપાય. બાકીની પહોંચો ફરજીઆત કરાવી લેવામાં આવે છે. પોતા સાથેના તમામ રસાલાનાં ખર્ચો તો ધોળીધરાર ગામ ખાતે મંડાય છે; તે સૌ જાણે છે. પણ વાત કરો તો હા અમો શું કરીએ એવી ઉડાઉ વાતો કરે છે. દિવાનજી કે હજુર સ્વારીનાં સાહેર ખરચો એટલે કે હજારોનાં આંધણના બીલો શ્રી. દરબાર ખાતે થાય; પણ ગરીબ ખેડુતોને તો માર એનો એજ. કેમ જાણે દરબારના નોકરો બન્યા એટલે રાંકને રોળવા અને ચૂસવાનો ખાસ પરવાનો મેળવ્યો ન હોય.

શ્રી. દરબારની નોકરો પરની દયાનો અતિરેક કે તેમની મોળાશ આવો પરવાનો નભાવી શકે; પણ પરમકૃપાળુ પરમાત્મા ન નભાવી શકે તેમ છે. અને ખેડુતોની ભીરૂતા જ નભાવી શકે તેમ છે. એ વાત લાગતા વળગતાઓએ લક્ષ બહાર મુકવા જેવી નથી. ખેડુતો આ લૂંટને સમજતા થશે તેમ તેમ આમ પારકું વિના હક્કે, ફરજીઆત ખાનારાઓને ભારે પડશે, કદાચ ખાધું તે ઓકવું પડશે.

કોઇ પણ ખેડુ આ બાબતમાં સચ્ચાઇમાં કોઇને કચવાટનું કારણ આપે તો તેને હેરાન પરેશાન કરવા એકેએક તરકીબ હાથ લેવામાં આવે છે.

પરિણામે કોઇ ઉંચુ માથું ન કરે તેવી હરેક સેતાનવૃત્તિના ઉપચારો આ બાબતમાં ચાલુ છે. હકિકતમાં એટલું જ છે કે કુચ્છ રાજ્ય જે ચાલે છે તો રાજ્યના નોકરોની ખુશીનાં પ્રતિબિંબ ખેડુતો પર પાડવા અને તે રીતે પોતાના રોષ કે સંતોષ ઠાલવવા સિવાય કંઇ ખાસ કામ થતું જણાતું નથી. આ બધાનાં મૂળમાં ખેડુતોની ભીરૂતા છે.

## ખળાં ચોરી

ઓછામાં પુરૂં ભૂખે મરતાં મરતાં ખેડુ લોકોમાં ખળાં ચોરી કરવાની બદદાનત ઘુસી ગઇ છે. તેનાં કારણો પણ સમજવા સરખાં છે. એક તો ખેડુતોને ખાવા ધાન નહિ અને ખળામાં પોતાનું થોડું કે ઝાઝું ધાન પડયું હોય. ખળાં તો અધિકારી મનાય ત્યારે ભરાય. આવા સંજોગોમાં રોટલા વગર બાળકો ટળવળતાં હોય. હવાલદાર, ધ્રુ ચોરીઓ થાય તો ચોરીમાં પાંતી મળે માટે આવું આવું ભલે થાય એ જોવા ખુશી, તો એક તરફ પોલ. બીજી તરફ પેટમાં આગ, એટલે સ્વભાવિક છે કે ચોરી કરવા લાલચ જાગે. વળી ખળાં ભરાઇ જતાં વ્યાજખાઉ વેપારી તો ખાતા તૈયાર કરી અને ચાલાક હોય તો કોર્ટ તરફથી તામીલનો હુકમ એ ધાનના ઢગલા માટે લઇ તૈયાર જ ઉભો હોય એટલે તે તરત જ ઉપાડી જાય. માટે પોતાના ખેતરનું ધાન તો

જો ચોરી કરે તો છોકરા પામે, આવી સાફ વાત હોય ત્યાં આ વૃત્તિ જાગે ય ખરી અને તે બદલ તેને બધો દોષ આપવો બરાબર નથી. જો કે ચોરીનાં બચાવમાં કોઇ દલીલ હોઇ શકે નહિ, પણ આ સ્થિતિ ધ્યાન બહાર રાખી માત્ર લોકો જ ખરાબ છે એમ કહેવું તે પણ સર્વાંશે સત્ય નથી.

આ ખળાંચોરીથી ખેડુતોને એનો એ જ માર છે. ચોરીમાંથી હવાલદાર ધ્રુ વગેરેને પાંતી અને તે પણ તેઓ કહે તેટલી આપ્યે જ છુટકો; આમ ખરેખર તો ચોરીમાં રાજના ભાગ તો જથી કે પાંચમી પાંતી હોય, પણ આમ ચોરીના ભાગ આપતાં તેના ઘરમાં પોતાના ત્રણ કે ચાર ભાગ બદલ ચોથો કે પાંચમો ભાગ માંડ મળે છે.

ખળાં ચોરીઓ ખૂબ થાય છે. અને તે ગામમાં હવાલદાર ધ્રુ કે તેવાઓની અજાણમાં કે હાંસલ વગર થઇ શકે નહિ એટલે તો પૂરાં મોં તેનાં ન ભરાય તો કેસ થાય અને તેવા દાખલા બહુ ઓછા બહાર આવે છે. અને એવા કેસ થાય ત્યારે કાં તો તેને મૂળ ખેતર પણ વટાંતર આપી દેવું પડે અને ધ્રુ વહીવટદારને સંતોષવા પડે અથવા તદ્દન દયાહીન ઇન્સાફ તેને ભોગવવો પડે છે. આમ રાંકને રોળવામાં સૌ કોઇ એટલા પારંગત છે કે તેમાં કંઇ શીખવવાનું રહેતું નથી. એટલે ખળાં ચોરી કરનાર તો એક યા બીજી રીતે સજા ભોગવે છે. ખરેખર કોઇ તેથી કમાતા હોય તો રાજ્ય કર્મચારીઓ. ખળામાં ધાન પડયું હોય કે ખેતરમાં કણુસલાં કર્યાં હોય ત્યારે પક્ષીએ ખાઇ બગાડ કર્યો હોય તેમાંથી ભોગ ભાગ તો ભરાતો રહી જતાં શ્રી. દરબારના ભોગમાંથી ગામનાં પંખીડાંઓએ ખાધું એ ખોટ પણ શ્રી. દરબારને ન આપવી એ દાનતથી કે રાજભોગમાંથી ખાય તેને તે સોંસરો નિકળે એ મનોવ્યથામાં આગળના માણસોએ આમ કણ કણ કરી ભોગ વગર વપરાશ થઇ ગઇ હોય તે માટે ઉપરની કળશીએ કોરી એક કે બે કણુગરીની ઠરાવી શ્રી. દરબારને આપવાનું કહેલ છે. રાજભોગ સંબંધે આ સમજ અને

દિલાવરી તે ખેડુતોમાં ખળાંચોરીની બદી એ કેટલું અને કેવુ તે સૌ સમજી શકે છે.

વળી પસાયતા ઠામોની વલમાં રાવળાં ઠામોની વલ ભેળવી દે એટલે એમ કરીને પણ ચોરી કરે. આમ રાજ્યા નોકરો આગળ સદાએ નીચી મુંડીએ રહેવાના હાથે કરી પગલાં લ્યે છે. અને તેઓ તો શિકારની શોધમાં જ હોય. આવા કિસ્સા મોટે ભાગે ચોરીમાં ભાગીદારીની રીતે બહાર જ નથી આવતા અથવા જ્યારે રાજ્યના નોકરોનાં મનામણાં નથી થઇ શકતા ત્યારે વાત બહાર આવે છે ત્યારે ત્યારે અતિ જૂલ્મ કહી શકાય એવી સતાવણી ખેડુતોને ભોગવવી પડે છે. એક તો ચોરી અને રાજ્ય અધિકારીને ન મનાવી શકવાથી તેમની ખફગી એ એનાં દામ આપવા પડે છે.

આ બદી તો એકદમ દૂર થવી જોઇએ. વીસ કોરીના પગારદાર હવાલદાર કે પીસ્તાલીશના ફ્રુઓ શાહજાદા જેવા થઇ ફરે છે. જેનો સાર એટલો જ છે કે,

ગરીબાઇ, કરજવાન હાલત, બીરૂતા, કુસંપ અને બદદાનત આથી તેઓ માથું ઉંચું કરી શકતા નથી અને કરે તો ટપલો લાગે છે, કે જે સહન કરવા પૂરતું બળ પણ રહેવા નથી પામ્યું. ત્યાં સામનો કરવાની વાત જ ક્યાં કરવી. આ બધું લંબાણથી તથા જરા સ્પષ્ટ એટલા ખાતર રજૂ કરવા જરૂર ધાર્યું છે કે ખેડુતો પોતે સુધરે તો પગે ઉભા થઇ શકાય.

અસલમાં રાજ્ય અને રાજ્ય કર્મચારીઓ ખેડુતોના જાણે સગાસબંધીઓ હોય નહિ તેમ તેનાં દુઃખસુખમાં ભાગીદાર રહેતા. વખત પણ સારા હતા. દુઃખીઆને ગમે ત્યાંથી મદદ આપતા અપાવતા. ખળા ભરવા કે તેવી બાબતોને અંગે કશી કનડગત ન કરતાં. ગામનો ફ્રુ તો લોકોનો વકીલ હોય તેમ રહેતો. અને દરબાર તેઓને બદલાવતા પણ નહિ અને પેઢી દર પેઢીનાં ત્યાં રહીશ થઇ જતા. તે ગામ અને ત્યાંની વસતી માટે સ્વાભાવિક ભાવ ત્યાં અરસપરસ ઉત્પન્ન થતો. અને ખેડુત લોકો તેને કોઇ વાતે છોડી દેતા ન હતા.

ત્યારે ધ્રુઓ શ્રી. દરબારનું બરાબર સાચવતાં. ખેડુતોને કનડ-ગત ન કરતાં પોતાના કરી ખાતા ખરા. હવે તો જોડાની અણીથી પરાણે પૈસા કઢાવાનું રીતસર તહોમત કોર્ટમાં ચાલી શકે તેમ પૈસા પડાવે છે. કચ્છમાં મોટામાં મોટી લૂંટ, પૈસા પડાવવાની ઘણામાં ઘણી બાબતો રેવન્યુ ખાત્તાવાળા આ ,નવાસવા ધ્રુઓ પચાસ–સો–રૂપીઆના પગાર હોય તો મેલીને અથવા હજાર બે હજારનાં ખાનગી (નજરાણાં!) ધરીને ૪૫ કે ૬૦ માં ધ્રુ તરીકે રહેતા. આ ભાઇઓને કરી રહ્યા છે, પચીશ કે પચાશ મળે તો દરબારના રોકડ બાબતની ઉઘરાણી મોકુફ રાખી દે છે. આવી દરબાર પ્રત્યે નોકરી બજાવે છે અને દરિદ્રતાથી મુંઝાએલા ‘હમણા’ ન આવવું પડે એ સોસમાં પછી તો આપવું જ પડશે એ જાણ્યા છતાં લાંચ આપી ઢીલ કરાવે. આમ મૂળ લેણું ઉભું હોય ત્યાં તાકીદ બંધ કરાવવા માટે તેટલી લાંચ અપાઇ જાય છે. આ કરવા, કરાવવામાં ધ્રુ વહીવટદારનાં હાંસલ હોય છે. કારણ કે ખળા ભરાઇ જતાં ગામ ઝાંપો ઉપર રહી તે જ વખતે ઉઘરા-વવા દે અથવા ઉઘરાવે અને રોકડ બાબત ઉઘરાણી બાકી રાખી દે છે. આગળ ઝીણામાં ઝીણી કોચવણની વાત ખુદ મહારાવ સાહેબ કાનપર લેતાં અને તે જ વખતે પોતાના સહી સિક્કાવાળો ખરીતો ગામના ઇજારદાર કે ધ્રુ પર તેવી ગેરબ્યાજબી કે રાવણ ન કરવા તે જ અમલદારને લખી આપતાં.

આજ કોઇ ભયંકર પરિણામદાયી બાબતમાં પણ દાદ મા-ળતી નથી. જ્યાં જાઓ ત્યાં પટાવાળાથી માંડી અધિકારી સુધી કદાચ તેને લૂંટે ખરા પણ દાદ ન આપે. મહારાવ શ્રી પાસે પહોંચવાની વાત ક્યાં રહી. અવલમાં રાજ્ય અને ખેડુતોનું હિત અરસપરસ એક જ ગણાતું. આજ હક્ક હકુમતના તોરમાં વાદી પ્રતિવાદીનાં રૂપે બન્નેનાં હિત ત્રાજવે મુકાય છે. તોળનાર, ફેંસલો કરનાર શ્રી દરબાર છે. તો શ્રી દરબારના નોકરો ફરિયાદી શ્રી દરબારના અધિકારીઓ ન્યાયાધીશ અને ખેડુતો જવાબદાર ત્યાં તટસ્થપણું ક્યાં હોય?

શ્રી દરબાર હક્કના બહાને અને હાઉથી તેઓ પોતાનાં ખીસ્સા

ભર્યે રાખે છે. અને તેમને ન સંતોષાય તો દરબાર હક્કના બડેખાં બની પોતાનો રોષ પણ ઠાલવવાનું કરી નાંખે. અને દરબારહક્ક એ એવો શબ્દ અને અર્થ છે કે ક્યાંયે તેનો બીજી રીતે ઇન્સાફ કહેતો હોય તો પણ તેવો નિકાલ કોઇ કરે નહિ જ્યાં શ્રી દરબારના હિત અને ખેડુતોના હિત પ્રતિસ્પર્ધી નજરે જોવાય, ત્રાજવે તોળાય, જ્યાં વાડ વેલો ગળવા માંડે, ત્યાં જે હાલત તે અહીં છે.

એક ખેતર પસાયતું જેમાં શ્રી. દરબારનો બિલકુલ હક્ક કે લેવાદેવા નહિ, ત્યાં કુવો કરે તો નિકાલ મળે કે આકાશ પાતાળ શ્રી દરબારનાં છે, માટે તેની કડ તે કુવાનું થાળું ન આપે તો વાડી કરવા આપવી નહિ. રીતસર પૈસામાં ગરાસીઆ પાસેથી તેના હક્ક હિસ્સા મંડાવી લે તો શ્રી દરબાર ચોકીની લાગત લઇ લે. આમ મારૂં મારૂં પોતાનું તમારામાં સહીઆરૂં એ નીતિ છે. શ્રી દરબારની જમીન ખેડવા આપે નહિ. નવી ખેડ કરે તો હજાર પંપજાળ ઉભા થાય. દીવસો દીવસ આબાદી વધતાં ખેડ માટે વધુને વધુ જમીન જેને જોઇએ તે જ્યાં કનડગત ન હોય તો તેવી જમીન લે તો ત્યાં આ કનડગત ઉભી કરી હેરાન કરે. આપવું પણ નહિ લઇ લે તો આડા પડવું, આ સ્થિતિ પેદા કરી છે.

આગળ પોતાનું ઘર બનાવનારને કુવો કરાવનાર ને દસ્તુરીની મદદ અપાતી. આજ એક ઘરમાં ચાર દીકરા થતાં, ચાર ઓરડા કરવા જગા પૈસા દેતે કોઇ આપતું નથી. બળદ બાંધવા વાડા ચરો રાખવા, વાડા કે એકઢાળીઆં કરે તો તે માટે કોચવણો ખુબ થાય છે. અને કાં તો મૂળ માણસ મરી જાય કે ભાગી જાય ત્યારે નિકાલ આવે છે.

આગળ તો મરણ પરણુનાં કરીયાવરો માટે કાંઇ દાણુ દપાણુ નહિ, માથે ઉપાડે તેવી ધાનની પોટલી માથે વરોણુ વંજી માટે દાણુ દપાણુ ન હતું, પણ ઉત્તેજનાર્થે બધું માફી અપાવાનું. ખેતરમાં કાલા કે કઠોર વાવે અને તેમાં ચરા માટે જારનાં કણુનાં નાખે તો તે પર લાગત નોતી. આજ ખુટની લાગત આપવા કે ભોગ ભરાવવા ફરજ પડે છે. ધાન થયાં પહેલાં

જાર વગેરેનો પાન પડશે ધાન પાક્યા પહેલાં કે પછી બળદ માટે તોડી ખવરાવે તે નિભાવાતું. આજ તે પર ખળાં ચોરીનાં તહોમત મુકાય છે. વલમાંથી ધાન કાઢી લે પણ ચરો ઉપાડવા કોઇ ન આપે. ફ્રુ, હવાલદાર કે વહીવટદારનાં ઢોર માટે કે પોલીસ પોતાનાં દંડાના બળે ચરાવી ગેરેની ભારી લઇ જાય પણ લોક ભારી કરે તો ખળાંચોરી કહેવાય છે. તેનાં ઢોર ભલે ભૂખે મરે કે કરજ કરી ખવરાવે.

વાડીમાં ચારી આંગ કરે તો વિઘો સવાવિઘો જાનવરોનાં ખાવા બહાને દરબાર પાળી આપે, એ બદલ હવે ક્યારો પણ પળાવવો હોય તો અધીકારીની મહેરબાની ખરીદવી પડે. પાણીનાં ધોરીયા ઉપર ચાર ફળાઉ કે શાકનાં ઝાડ વાવે અને શાક કે ફળ ખેડુ ખાય તો વિઘોટી માફ, તે અમલ કરાવવા પણ મહેરબાની ખરીદવી પડે. ઉનાળુ ચારીઉં કરે, પણ ધાન કરવાં પોતામાં કે સંચમાં કે બળદમાં તાકાત ન રહે અને ધાન પકાવવા જતાં મોલ સમૂળગો નાશ થાય એ સ્થિતિ હોય તેથી ઉભું ચારીયું વેચી નાંખે તો વિઘોટી ભરતાં શ્રી દરબારને ધાન પકાવી ભોગ ભાગ ભરાવ્યાથી વધારે પેદાશ આવતી હોય તો પણ ઉભો મોલ વેચવા તેની પરવાનગી મહેરબાની ખરીદે તો જ મળી શકે. વગડામાં મોલ બગડતો હોય, હરાયા ઢોર ચરી જતાં હોય, ધાન પાકું હોય, પણ વાઢની રજા પરવાનગી પણ ખરીદવી પડે.

જુના કાળમાં, કદાચ મહારાવ શ્રીનાં ટીલાથી પણ અવલમાં અને પાછળ પણ કેટલાંક ગામો વસ્યાં છે ત્યારે માણસો એ જમીન સાફ કરી રજા તે તેની બાપુકી કરી ગોખરું ખુવારું બેઠા તો હવે તે ગોખરું ખુવાર્યા સબંધી પૂરાવા પુછાય છે. કોઈ વાડીમાં બળદ બાંધવા કે ચારો ચાર રાખવા કે બેસવા ઉઠવા ઠામ ઠેકાણું ખુણે ખાંચે કોઇ સાઠ સિત્તેર વર્ષ પહેલાનું હોય તો તેટલી જમીન રોકતાં વાડીમાં પેદાશ ઘટતાં શ્રી દરબારને ભોગનું નુકશાન થતાં તેનું વળતર શરૂથી આજસુધીનું માગવામાં આવે છે. અને તે પણ શ્રા. ૧૯૦૨ ની સાલથી આજ સુધીનાં તે પર વ્યાજે ચડાવી લેવામાં આવે છે. આવો સ્વાભાવિક મુદ્દો પણ

નિભાવી લેવામાં નથી આવતો. માત્ર પોતાના રોષ સંતોષવા કે દ્વેષ પોષવા કરે છે. ગામમાં ખાતર, પુંજો જાત મહેનત ઉપાડી લેતો ક્યાં નાખવું અને ક્યાં નહિ તે માટે પણ તેમની પરવાનગી મેળવવી રહી અને તે ખરીદવી રહી.

વળી ખોટી રીતે દફતરોમાં ઉપજ થવાની અજમાયસો વગેરે નોંધાતાં તે પ્રમાણે પેદાશ ન થવા બદલ કનડગતો થાય છે. આમ હવાલદાર વહીવટદાર અને ક્યાંક ઠેઠ સુધી, જાણે ખેડુતોને ચૂસવા કે કોઇ તો કોઇ કારણસર કનડગત કરવા અરસપરસ સહાય કે સંધ ન હોય તેમ ચૂસણનીતિ ચાલુ છે, તેમાં શ્રી દરબારને કંઇ હાંસલ ન હોવા છતાં કેમ નિભાવી લેવામાં આવે છે એ એક મોટો કોયડો છે. તેને સહન કરી લેવામાં આવે છે, તે પણ વધુ પડતું છે. તે એટલે સુધી કે પહેલાં જોડ ખેડે તેને જોડ ભાગ પાળી અપાતો. આજ ચાલુ ખેતરમાંથી કંડી બાવળ જાર જેવાને સુડવાં જતાં પણ તેને જંગલ ખાતું કે વહીવટદાર દંડે છે.

રસમ બાબત આવવા પહેલાં કેટલીક પ્રાથમિક હકિકતો ધ્યાન પર સ્વયં આવે છે. તે એ કે શા. ૧૯૦૯ થી ૧૧ સુધી જમીન બાબત પ્રથમ રસમ થઇ તે પહેલાં ચોક્કસ રસમો ન હતી. તે મહારાઓ શ્રી દેશળજી બાવાએ તાલુકે તાલુકાનું ભ્રમણ કરી ભાયાતો અને રૈયતનાં તે વખતે ઉંચા મન હતા, તેમને નીચા બેસડાવી સમજાવી તે વખતની સ્થિતિ સંજોગ પ્રમાણે લોક સંમતિથી રસમો બાંધી. ત્યારબાદ ઇજારા વહીવટો હતા. ઇજારદારોએ પોતાના ઇજારામાં વધારે નફો થાય એ રીતે વહીવટો કરવા લાગ્યા હતા. અને તેથી ખુદ હજુર સાહેબ બહાદૂરને તે તે વખતે દરમ્યાનગીરીઓ કરવી પડી છે. આમ રસમો પર કાપ પડવા લાગ્યા પણ કાપ પાડનાર ઇજારદારો હતા. પરિણામથી હાંસલ ઇજારદારને હતુ. તેથી શ્રી. દરબાર તટસ્ત વૃત્તિ જાળવી રાખતા હતા. પરિણામે પાછું સરવાળે, રાડ પોંચતાં બરાબર થતું, છતાં ઇજારદારોને સકંજામાં લેવા મહારાવો શ્રી. પ્રાગમલજી બાવાએ શા. ૧૯૨૭માં તળોટની રસમ બાંધી. ઇજારા વહીવટના તાપથી રૈયતને રાહત આપી શાંત પાડી.

પછી તો સંજા વહીવટ શરૂ થયો. એટલે શ્રી. દરબાર તટસ્થ મટી જેને લાગેવળગે તેવી–Interested Party–જેવા બન્યાં. સરકયુલરોના સ્વરૂપમાં શ્રી દરબારહક્ક, પેદાશ કે હકુમતનાં બહાનાં નીચે નક્કી થયેલ રસમોને શા. ૧૯૫૧થી શા. ૧૯૭૬ સુધીનો જેમ ઝાડ–છોરાય કે છંભાય તેમ ઠુંઠારૂપ બનાવી મુકવામાં આવે છે. અને શા. ૧૯૭૬થી તાલુકા અધીકારીઓનાં ડહાપણને ભરોંસો જેમ હાંકે તેમ હાંકવાની છૂટ જાણે આપવામાં આવી હોય તેમ છે.

તેથી હકિકત છે કે.

(૧) રસમો કોઇ જાણવા પામતું નથી.

(૨) અમલદારનું મુખ ભાખે તે રસમ, એમ થઇ પડયું. છે.

(૩) રસમ સબંધી માહીતગાર ન આમમાં કે ન ઉપર હોવાથી આ સ્થિતિનો લેવાય તેટલો ગેરલાભ લેવાય છે.

(૩) વસતીનો ઘણાંમાં ઘણો કચવાટ આમાં છે. એટલે શંવત ૧૯૦૯–૧૯૨૬ જેવી વસ્તુસ્થિતિ છે. એમ કોઇ કહે તો ખોટું નથી. તેથી જેમ સ્વ. ડાડાબાવા અને મોટાબાવાએ કર્યુ તેમ આ કચવાટ ટાળવા ઉંચા મન શાંત કરવા અમારા 'બાપુબાવા' કરે તો વખત બરાબર તૈયાર છે.

(૧) રસમ પ્રસિદ્ધ થવી જોઇએ.

(૨) રસમ ઉપરાંતના લાગા કેવા અને કેટલા. તે પ્રસિદ્ધ થવું જોઇએ.

(૩) રસમમાં ફેરફાર થાય તો તેજ વખતે પ્રસિદ્ધ થવા જોઇએ.

(૪) ખળાં વગેરે ખેડુતોથી કામ લેવા દેવા સંબંધી નિયમો–Code–પ્રસિદ્ધ થવા જોઇએ. આ બધું

સાહિત્ય રીતસર દરેકને-કિંમત લઇને પણ-અપાવું જોઇએ.

(૫) આ બધી વસ્તુસ્થિતિને ચાળે પાડી આજના સમયને બરાબર અનુકૂળ ‌· રસમ-શિરસ્તા ગોઠવી બહાર પાડ-વાનું પ્રથમ કરી સુધારા વધારા કે ઘટાડા કરવા અધિકારી અને રૈયતનાં માણસોની કમીટી નીમવી જોઇએ.

## રસમ બાબત

શ્રા. ૧૯૧૦ની આજુબાજુમાં રસમો બંધાણી છે. અને તે પુરી સમજદારીથી આજુબાજુના બધા સંજોગોનાં પૂરા વિચાર કર્યો બાદ થએલ છે અને તેમ કરવામાં ખાસ કરીને

(૧) ખેડવાનો જમીનની ઉત્પન્ન કરવાની શકિત.

(૨)) ખેડવાની જમીન કેવા સંજોગોમાં શ્રી. દરબાર હથુ આવી અને તેમાં ખેડુતે કેવો ભાગ અને ભાવ ભજવ્યો છે.

(૩) ખેડુ અને શ્રી. દરબારનો સબંધ એ ત્રણ વસ્તુઓ પર ધ્યાન રાખી તેને દરેકને પૂરતો ઇન્સાફ આપી પછી દરબાર અને લોક ભેગા બેસી નક્કી કરેલ છે, એ વાત બહુ જ લાંબી છે. આ બધો કચ્છ પ્રદેશ બાર ભાઇઓના કબજાનો. એટલે કોઇ કોઇનો નહિ. તે એકહથ્થુ કરવામાં શ્રી. દરબારને આ લોકોની સારી ભલી મદદની જરૂર પડી હશે અને તેઓએ મોટે મને મોટી આશાએ કુવાનાં દેડકાં મટી સાગરના પ્રાણી બનવાની હોંસમાં રા'ની રૈયત થવા માટે પોતાનો ઉપયોગ આપ્યો હશે. આમ સગવડ જેમ જેમ મળતી ગઇ તેમ કોઇ લડાઇ કે ક્રાંતિ વગર શ્રી. કચ્છ દરબારનું વર્તમાન કચ્છ એક છત્ર તળેનું રાજ્ય બનેલ છે. આ બધી બાબતોની કાળી અને ઉજળી બન્ને બાજુઓ હોય છે. અને તેમાં ખભામાં ખભો ભરાવી આ ખેડુતવર્ગ રા'ની પડખે વફાદારીથી ને દિલોજાનીથી ઉભો રહ્યો છે. કદાચ આવી આવી ઘણી યે યાદ રાખવા જેવી બાબતોનું દરબારના આજના અધિકારી વર્ગને ભાન પણ નહિ હોય. પણ રસમમાં બધાને સ્થાન અને તેટલું

અને તેવું મોટું મન પણ છે. ત્રીજો ભાગ—સાડા ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો અને ક્યાંક સાતમો એમ હજીએ ચડતા ભાગ ભોગમાં ખરા. વળી જમીનની ઉત્પન્ન કરવાની શક્તિ એ પણ કચ્છમાં વિચારવા યોગ્ય બાબત છે. આ જે વખતે રસમો થઇ તે વખતનાં બે દૃષ્ટાંતો રાજ્ય અને રૈયતની મનોદશા બતાવવા બસ થશે અને તે એ કે:

'કહેવાય છે કે રા. દેશળ રાપર ગયા હતાં. ત્યારે એક ખેડુતને વિચાર આવ્યો કે પ્રભુ, સિપાઇ, કારભારી બધાંને પગાર સઘળું દરબાર આપે તો પછી તેનાં છોકરાં માટે શું રહેતું હશે, આ ચિંતામાં બાજરાનુ ગાડું ભરી તેમના માટે લાવ્યો, અને આપી ગયો દરબારે ગમંડ બતાવ્યુ નહિ, પણ તેની લાગણીને માન આપી તેનો સ્વીકાર કર્યો હતો. અને કંઇક બીજી રીતે કદર પણ કરી. તેમ જ એક મીઆણો પોતાના કુટુંબથી રીસાઇ પધરથી ભાગી ચાંદ્રાણીમાં ગયો. અને ખેડ કરવા તૈયાર થયો તો તેને પણ નગદ નાણું શ્રી. દરબારે આપ્યા. આ એક બીજાનો સંબંધ લાગણી અને ચિંતા જે વખતે હતાં તે વખતે રસમ થએલ છે. હા, તેમાં વખત પ્રમાણે ફેરફાર કરવાના હશે ખરા. પણ તે બધું એક વખત તો જે રસમ થઇ છે તેનો અમલ આમ ઉપર જણાવ્યા પ્રમાણે થાય અને પછી તેમાં સારૂ નરસું સમજી શકવા તક મળે તો ફેરફાર કરવામાં સમજી શકાય. રસમ થતી વખતે મજૂરીનાં દર વગેરેમાં સોંઘારત હતી. બીજાં સામાન્ય ખર્ચો કમતી હતા.

તે નજરે ખેડુતોએ આ રસમ સ્વીકારેલ છે. તે બધું જે જે રીતે કાળે કરી ફેરફાર થયા તેનું પ્રતિબિંબ રસમમાં પણ ઘટીત હોવું જોઇએ. એ તેમ કરીને એ રસમ ફેરફારને લાયક છે. પણ આ વાત હમણાં તો અકાળે અને અસ્થાને છે.

## બુટાહક્ક

જુના વખતમાં ખુબ ડહાપણ વાપરી જમીનનો માલીકીહક્ક—બુટાહક્ક ખેડુતોને ચોકખી રાવળી હકુમત જ્યાં તે વખતે હતી

ત્યાં પાળી આપવામાં આવેલ છે. ભૂજ, અંજાર તાલુકામાંનાં ઘણાય ગામોમાં છે. ત્યાં ખુટાહક્ક ખેડુના છે. બીજે નથી. ગરાસીયા ગામોમાં તેવા તમામ હક્ક ગરાસીયાના છે. અને ગરાસીયાથી જે જમીન શ્રી દરબારમાં આવી છે, તેનો તેવો ભોગવટો શ્રી દરબાર કરે છે. એટલે ત્યાં ખેડુ ખેડે અને ખાય. માલીકી હક્ક તેનો નહિ. આમ ખુટાહક્ક ન હોવાના કારણે તે તે ગામોએ ત્યાંનાં ખેડુત વર્ગને તે જમીન પર જેટલો ખુટાહક્કદારને મોહ હોય તેટલો મોહ નથી હોતો. પરિણામે જમીન સુધરે તો કદાચ ઉતારી લેવામાં પણ આવે, એવી ધમકી તો ચાલુ ખરી અને એ ભયથી સુધારે પણ નહિ, આમ અનિશ્ચિત હાલત થઇ પડી છે. દશ વર્ષ એકધારી ખેડ કરનારને તેના ખુટાહક્ક પ્રાપ્ત થાય આવું સરક્યુલર કે સમજ છે પણ તેનો અમલ નથી. પરિણામે તે તે જમીન ખેડનારમાં તેટલો અસંતોષ અને અસ્થિરતા છે. ખેડુત બદલે તો મોં બદલાની લાગત આપી ખેડુનું નામ બદલાવી જાય એટલે બીજો ખેડુ ખેડી શકે આમ વહીવટ ચાલતો જાણવામાં આવ્યો છે.

જેને ખુટાહક્ક છે તે આળસુ પણ છે ખરા. પોતાની બાપુકી મિલકત છે તેનાં મોહમાં કરજવાન બન્યાં છે, પીડા ભોગવે છે. પણ કચ્છમાં પડયા છે. જ્યારે કણબી વગેરે મહેનતુ જાતને ખુટાહક્ક નથી તેથી તેને પડતી કનડગતથી મુંઝાઇ ચાલ્યા પણ જાય છે. દરબારનાં ગામોની કનડગત, સાધન સામગ્રી મેળવવામાં પડતી હાડમારી, નોકરોની કોચવણુ અને ઉપર કોઇ દાદ આપનાર નહિ તેથી ડરીને આ કણબીઓ ગરાસીયાના ગામો કે ઠામો પર કંઇ વધારે લાગ્યા છે ખરા પણ ગરાસીઆ થાક્યા છે. તેમની મનોદશા અને હાલત દિનપ્રતિદિન ખરાબ થતી જાય છે ઠામો વેચીસાટી નાંખે છે એટલે ધણીઓ બદલતા હોતાં એ ભાર ઠામ પર વધતો જાય છે. આમ તેવી જમીન કે ઠામો ઉપર દબાણ વધતાં કસ તેમાંથી ઘટતો જાય છે. વળી નાણાંમાં ઠામો કે ગરાસ લેનારને વ્યાજ ભરતી કરવાનો લોભ અને વર્ષો નબળાં લઇને ઉપજ કમતી થતાં ચૂસવાની વૃત્તિ ત્યાં વધતી જાય છે. આમ ગરાસીયાનાં ગરાસ ખાવામાં પહેલાં જેટલાં સુખ સગવડ હતાં તેટલાં

હવે નથી રહ્યાં. પહેલાં તો ધણી જેટલો નજીક અને તેને જેટલું તરત પહોંચી મોંએ નિકાલ લઇ શકાય તેટલી સગવડ વધારે અને કનડગત ઓછી તે બદલે તેઓમાં સ્થિતિ બગડી ગઇ. દેડકાનાં પેટમાં કાળીગાં જેવી મનોદશા ગરાસીયાની હોતાં, તેમનાં પોતાનાં ખરચો અતિ વધારે કરી મૂકેલ હોતાં ત્યાં પણ સ્થિતિ ઘણી જ ખરાબ થઇ ગઇ છે.

આથી ત્યાંનાં ખેડુતોને ગરાસીયાની દરરોજ વધતી કોચવણુ ઉપરાંત દરબારી નોકરોની કનડગત તો પાંતીએ આવે ખરી. કારણ તે ગરાસીયા જેમ જેમ નબળાં તેમ તેમ બહારનાં દબાણ અને દરમ્યાનગીરી વધારે. એ પ્રમાણે બેવડી કોચવણો ત્યાં હોવાથી ત્યાં પણ દુઃખની એવી ને એવી બલ્કે કંઇક વધારે ભયંકર કથા છે. આમ કણબીઓને બેવડી તાપણી વચ્ચે રહેવાનું ભાગ્યમાં છે. દરબાર તેને બુટાહક્ક આપી જમીનમાંથી મહેનત કરી કમાવી આપવાની તેમની સાચી દાનત અને મનોવૃતિને પોષવા કે ઉત્તેજવા કંઇ કરતા નથી. તેમ ખેડુઓ જો કયાંય ગરાસીઆ પાસેથી વેચાતી લઇ પોતાની જમીન કરે તો કંઇને કંઇ તુત ઉભાં કરી કનડે છે. એટલે આ મહેનતુ જાત કણબીની સ્થિતિ આ છે.

જેનાં પાસે બુટાહક્ક છે તેવાઓ કેટલાકોનાં તેનાં માલીકી હક્કનાં ઠામો કરજમાં વેપારીઓ પાસે પડયા છે અને તેનાં ખેડુ તરીકે ખેડે ખાય છે. પણ તે તે વેપારીની દયા ઉપર તેની ખેડનો આધાર છે. ખેતર પડાવી બીજાને વધુ ઉત્પન્નના લોભે આપી પણ દે, એટલે આવી જમીન સુધરવા બદલે ઉતરતી જાય છે.

આ બે વસ્તુસ્થિતિ નજરે બુટાહક્ક આપવા એ એ બાબત ગંભીર વિચારનો પ્રશ્ન થઇ પડયો છે. પણ ખેડુત ખેડે ખાય ને દરબારને ભોગ ભાગ બરાબર ભરે તેનો બુટાહક્ક કે માલીકી હક્ક તો તેનો હોવો જોઇએ એ સિદ્ધાંત અહીં શ્રી. દરબારે તો સ્વીકાર્યો છે. કારણ કે,

(૧) કચ્છમાં તેવો હક્ક કેટલાયને છે.

(૨) સ. નં. ૧૨૦૧૫ શા. ૧૯૪૩ રાવળા ખુટાનું ઠામ લોક બરાબર ખેડતો હોય ત્યાં સુધી ઉતારવું નહિ એ પ્રમાણે ટાઢા ખુટા તો સૌ કોઇને 'નામના' પણ છે.

(૩) દશ વર્ષ લાગત જોડ ધરતી ખેડે તેના તે ઠામનાં ખુટા ગણવા એ સમજ બધાની છે. શા. ૧૯૨૭ સ. નં. ૧૨૦૬.

(૪) દશ વર્ષ સુધી ભેણીમાં રહે કે જોડ જમીન તેનાં ખુટાં તેના થવા મંજૂરી છે. શા. ૧૯૬૬ સ. નાં. ૧૩. આ મનોદશા શ્રી. દરબારની આ બાબતમાં હોવાનું ઉપરનાં સરક્યુલરો સાફ કહે છે. એટલે હવે આમ ખુટાહક્ક ખેડુતોનો હોવા બાબત સિદ્ધાંત સ્વીકૃત થાય છે, તો તેનો અમલ પૂરેપૂરો થવો જોઇએ અને તેમ કરતાં પોતાને ખુટાહક્ક મળી જાય તેને વેપારીઓને કે ગમે તેને આપી દઇ જમીન ઉતારી જાય તેવી રીતે સ્થિતિ કરવામાં આવે છે તેના સામે અટકાવ પણ આવશ્યક. આ પ્રશ્ન ગહન છે. પણ તેની વિચારણા અને નિર્ણય પણ આવશ્યક છે. પ્રથમ તો આમ થવાનાં કારણોમાં વેપારાઓ એકનાં અનેક ગણા દામ અને વ્યાજ મંડાવી લેવાની પદ્ધતિ રાખી બેઠા છે. તેથી બમણાં કે ચોગણાં વ્યાજ અને મૂળને કારણે આ સ્થિતિ ઉત્પન્ન થઇ છે તેથી એ પદ્ધતિને ટુંકી કરી તે માટે ચોક્કસ ધારો કરવામાં આવે તો વેપારીઓનાં મોટા અને લગભગ ખોટાં લેણામાં ખેડુત ખુડી જાય છે તે ન ખુડે. અને તો આમ જમીન બીજે ચાલી જાય તે ન ચાલી જાય અને તો ઉપર કહેલ હકિકતનો કદાચ થોડે અંશે નિવેડો આવી જાય છે. તે માટે બે દરખાસ્તો સૂચના જેવી રજુ કરૂં છું.

(૧) જમીન જે પોતે ખેડે, ખાય, તે રીતસર ભોગભાગ ભરાવે, પણ પારકી જમીન દોકડામાં લઇ ખેડે ખેડાવે એવો વેપારી હોય તે દશ વર્ષની પેદાશ મુકાબલે વિઘોટી આપે

(૨) જમીન–એટલે ખેતર વાડીનાં ખુટા વેચવા પર લાગત વધારી નાંખવી; આમ કરીને જમીનપર નાણાંની

ધીરધાર જરા મુશ્કેલ બનાવવી. બીજી તરફ વ્યાજના દર ચોક્કસ કરવા ખેડુતો પર ધીરધાર કરનારાઓનાં ખાતા બરાબર તપાસી પછી જ સાચા ઠરાવવાનો રીવાજ કરાવવો, આમ કરીને વેપારીઓનાં પંજાને કારણે જમીનની સ્થિતિ ઉતરી જતી બંધ કરવા પ્રયત્ન કરવો.

બીજી તરફ ખેડુતોને વ્યાજું નાણું જોઇતાં મળે તેવી તજવીજ શ્રી. દરબાર પોતે કે સાથે રહીને કરે કે કરાવે. આમ થવાથી ખેડુતોની અને જમીનની સ્થિતિ સુધરી જવા તક મળશે, કે જેનો શ્રી. દરબારને પણ પૂરો લાભ જ મળશે. પણ આ બધી લંબાણુ દલીલ મૂળ તો માલીકીહક્ક ખેડુતોનો હોવો જોઇએ એ સિદ્ધાંતનાં સ્વીકારના અમલનાં સમર્થનમાં છે. એ વાતને કોઇ બીજા આડા અવળા કારણોસર ગૌણ ન બનાવવા ખાતર તેની આજુબાજુની બાબતોની ચર્ચા કરી એ જ હકિકત રજૂ કરવા આ બધા કહેવાનો ઉદ્દેશ છે.

બુટાના હક્ક વાળાને આખરી બાવળ વગેરે હક્ક રહે છે બુટા કડ નથી આપવી પડતી. ધાન ન થાય અને ચરો થાય તો માત્ર બુટાની લાગત આપવી, વાડી કરે તો થાળું ન આપવું પડે. જ્યારે શવળા બુટાવાળાને તેટલો હક્ક ભોગવટો ઓછો છે. બુટા ઉપરાંત ચરામાં ભોગની પાંતી આપવી પડે એટલે હક્ક ભોગવટો ઓછો છે. એટલે કે શ્રી કચ્છ દરબારને આ બધા સરખા છે તો બધાને સરખા ગણી હક્ક ભોગવટો સરખો કરી આપવો.

શ્રી દરબાર માત્ર ભોગ ભરે અને બુટા કડની રીતે ઓળખાતી લાગતો લેવી બંધ કરે તો પણ કેટલેક અંશે ટાઢા બુટાવાળા અને ખરેખર બુટવાળાની સ્થિતિ સરખી અને તે પણ જરૂર જેટલી સરખી બને છે. એટલે કે (૧) દરબાર બુટાના ઠામો ક્યાંક ઉતારી લેવામાં આવે છે: સુખડીનાં ચડાવાના બહાને ખેડુતો બદલાવવામાં આવે છે. આમ ખેડુતોની ખેડ અધિકારીની ખુશી નાખુશી પર અવલંબીત છે. અને એવી રીતે ઠામ સુધારી ઉપજ

વધારવાનું કરે પણ અધિકારીને રીઝવવામાં કચાસ રહી જાય તો પોયરો કરી સુધારેલું ઠામ મુકી દેવું. પડે એ સ્થિતિ છે. જ્યારે ગરાસીયા ઠામ છોડી દેવા ખેડુ મન કરે તો ખેડુને પોયરાનું જે તે ઠામ સુખડીમાં લે તે વરતી આપે. જ્યારે રાવળાં ખુટાનાં ઠામો સુધારવા જતાં ઉપર કહ્યાં પ્રમાણે પોયરો કદાચ એળે જાય છે. માટે કંઇ બ્હાના નીચે ખેડી ભોગ ભરે ત્યાં સુધી તેના પાસેથી ઠામ ન ઉતારવામાં આવે એવી ગોઠવણ જરૂરની છે.

ખુટા ખરીદવાની ઇચ્છાવાળા અને શક્તિવાળા ખેડુતો પણ છે. ગરાસીયા ગામોનાં ઠામો ખુટા સહિત દોકડામાં કેટલાય ખેડુતો ખાય છે. આ ખુટા કડની પેદાશ શ્રી દરબારને અતિ જુજ હોવી જોઇએ. જ્યારે તેવા ખેડૂઓનાં મન બહુજ અધુરાં બની જાય છે. બીજાની હરિફાઇમાં જરા પછાત રહેવું પડે છે. આમ આ અંગે બે પ્રશ્નો નિવડો માગે છે.

(૧) રાવળાં તમામ લોક સરખા હકદાર અને સરખા ભોગવટાવાળા થવાનું.

(૨) આમ ખુટાહક્ક પ્રાપ્તીનો જમીન ઉતરી જાય તે રીતે ગેરઉપયોગ ન થવાનો.

આજ તો ખુટાવાળાને કે રાવળાં ખુટાવાળાને પોતાના બાવળો સંચ માટે જોઇતા હોય તો પણ બહુજ કનડગત છે. લુચ્ચા, લફંગા કે વગવાળાઓ ગમે તેટલું જંગલમાં શિરજોરીથી નુકશાન કરી નાંખે તેને જંગલ ખાતું ઘણું સખ્ત થયું પણ તે ખાતાનાં પેટા નોકરોને કમાઇનું સાધન પૂરૂં પાડવા સિવાય કાંઇ કરી ન શકયું. જ્યારે ખેડુતોને ખેતીના સાધનો માટે બાવળ લેવા દેવો એમ સ. નં. ૭૩૩ શા. ૧૯૨૪ઃ પોતાની માલીકીની જમીનમાંથી ખેતીના સાધન માટે ફ્રુને બતાવી બાવળ લઇ જવા. સને ૫૯ શા. ૧૯૪૪ઃ ખેડુ લોક અથવા સુતાર સંમચા ખાતર બાવળ લાવે કે લઇ જાય તે પર દાણુ લેશો માં શા. ૧૯૨૭ સને ૩૬૦. આ બધું છતાં બાવળની ડાળી કે ડાળખી કાપે તો દંડ કે જેલ ભોગવવાનો વખત ખેડુતને આવે છે. સંમચા તદ્દન વિંખાઇ

જાય, જ્યારે ખેડનો વખત આવ્યો જાય, ત્યારે હવાલદારથી માંડી વહીવટદારનાં મોં ભરાય ત્યારે રજા કદાચ મળે. આ સ્થિતિ આ હુકમાં છે. આ કનડગત એકદમ બંધ થઇ સંમયા સંબંધી કોઇ પણ કોચવણુ કરનારને સખ્ત સજા થવી જોઇએ. એટલું જ નહિ પણ ખેતીનાં આજનાં અપ-ટુ-ડેટ કામગીરી થઇ શકે તેવાં ઓજારો મળી રહે છે, તે જરૂર જણાય તો મશીનરી મંગાવનારને તેની છૂટ મળવા ઉપરાંત તેવી સગવડ દરબારે કરી આપવી જોઇએ. ખેતીને ઉત્તેજનાર્થે સઘળી તજવીજ થાય તો તે માટે બધી છૂટછાટ આવશ્યક છે. આ જમાનામાં વસતાં છતાં જરૂરી અને યોગ્ય લાભ ન લેતાં જમાના તરફ પુંઠવાળી બેસી રહી તદ્દન જુનવાણમાં પડી રહેવાથી આગળ વધી શકાતું નથી. અને પોતાની આર્થિક સ્થિતિ પણ સુધારી શકાતી નથી. કારણે હરીફાઇ તેવો સઘળો લાભ ઉઠાવનારાથી કરવાની છે. દરેક ગામ જતાં કુવાનાં ભાડાં જ્યાં ત્યાં જોવામાં આવે છે. તેમજ કુવા કરાવી ખેતીની વૃદ્ધિ માટે જે જે તજવીજો થઇ જાણવામાં આવે છે તેથી જણાય છે કે આ અંગે થવાનું ખૂબ થયું છે. પણ હવે તો તે બાંડા કયાંક પાણી વગરનાં કયાંક છતે પાણીએ પણ સંખ્યાબંધ પડતર પડ્યા છે. અને દિવસાદિવસ તેવા પડતર વધતાં જાય છે. આ વર્તમાન વસ્તુસ્થિતિનું પ્રતિબિંબ અને પુરાવા બસ છે તો હવે તો ઇરીગેશન ખાતું કેટલો ય વખત થયાં રીતસર અને હમણાં તો મોટે ખર્ચે નોકરોનાં પગારનાં ખર્ચો મોટાં છે, તે-માત્ર ખરચ છે, તે નિભાવવામાં આવે છે તેને આ અંગે કામ કરતું કરવા જરૂર છે. અને તે તેમ થઇ પાછા પડતર ન બને તે માટેનાં જે કારણો.

(૧) કોચવણ (૨) હુંડીઆમણની સ્થિતિ : તે ઉપર લક્ષ બરાબર જારી રાખવું જોઇએ.

## ખળાં

ખળાં ભરવા બાબત અગળ ચર્ચા આવી ગઇ છે. તે અંગે કોચવણો બહુજ છે. તે અંગેના સરકયુલરો:

(૧) મોલ પાકે કે તરત રજા આપવી. શા. ૧૯૪૧ સ. નં. ૮૦.

(૨) મોલનાં વાઢની રજામાં જાણીબુઝી ઢીલ કરશે તે મુ સસ્પેન્ડ થશે. શા. ૧૯૪૪ના સ. નં. ૧૫.

(૩) વાઢની રજા એકને વહેલી કે બીજાને મોડી ન આપવી. શા. ૧૯૪૩ સ. નં. ૪૫. તેનો અમલ કરવામાં મોડાં વાવેતર કરેલ તે માટે સઘળાને અટકાવવામાં પણ થાય છે. ભલે ધાન બગડે.

(૪) ખળામાં વાધી અસાધારણ ન થવી જોઇએ. શા. ૧૯૪૩ સ. નં. ૮૪.

(૫) ખળાં ભરતી વખત છોકરો કે આશ્રત સાથે રાખવો નહિ. શા. ૧૯૪૩ સ. નં. ૯૯.

(૬) ખળાં ભરતી વખત લાગાવાળા તળોટી કે બીજા વધુ ન લે એ સંભાળ રાખવી. શા. ૧૯૬૦ સ. ન. ૩૬.

(૭) ભરવું કે જોખવું એ તળોટીએ કરવું. શા. ૧૯૬૫. સ. નં. ૧૪૨.

છતાં અમલ તદ્દન ઉંધો છે. તે કલમવાર નીચે પ્રમાણે વિગતો.

(૧) (૨) (૩) વાઢની રજા માંડ મન મનાવે ત્યારે મળે છે.

(૪) વાધી અસાધારણ કરે, કદાચ તે શ્રી. દરબાર પોંચ ન પણ થાય.

(૫) પોતે નૈવેધ લે, રસાલાને અપાવે, છોકરાંને સાથે રાખે અને આશ્રિતો સાથે પણ હોય અને ગામો–ગામ પણ હોય.

(૬) લાગાલગત. પોતે સંખ્યામાં ઘણાં વધી ગયા છે. બાકી તો મ્ર, હવાલદાર, પટેલ, તળોટી મેતો; મુસદ્દી, સિપાઇ, સૌ મનધારી લ્યે છે.

(૭) ભરનાર મપારો પોતાનો ખાસ રાખે પણ ખરા એટલે વાધી સંભાળવી સગવડ પડે અને આશ્રિતનો નિભાવ કરાવી શકાય. અને ગામ ખાતે કોરી પાંચથી દશ સુધી રોજીદારી પર અપાવે. કોણ જાણે તેમાં પણ કદાચ પાંતી હશે ?

દર ખળાં ભરાતી વખતે જાણે કોઇના લગ્ન પર તે પણ દીકરીઓને ઘેર વેવાઇ હોય તેમ પૂર ભભકા, વૈભવ, દમામથી ખૂબ ખર્ચોથી પોતે પોતાનો રસાલો ગામમાં ઓળખીતા પાળખીતા આગળ પાછળ ચાલનારા વેપારીઓ ધાન ખરીદનારા તમામને પોતાને રસોડે અધિકારી નિમંત્રી જમાડે. માત્ર તેનું ખર્ચ ગામ ખાતે ! કોઇ ત્રણ આંકડામાં લખવા જેટલી રકમ થતી હશે જ.

ભાગ બટાઇ પદ્ધતિ એક સર્વાંશે સુંદર પદ્ધતિ છે. તેમાં રાજા રૈયતનાં ભવિષ્ય એક ત્રાજવે છે. ઉપજ પ્રમાણે ભાગ ભાગ. જો ખેડુત સુખી તો રાજાને પેદાશ વધે. આમ બન્નેનાં સ્વાર્થ એકજમાં સમાઇ જાય છે. વિઘોટી પદ્ધતિમાં રાજાનું ભવિષ્ય તો ઇજારે બંધાઇ જાય છે. અને રૈયતનું લટકતું રહે છે. રાજાને તો પોતાનું મળી જાય તે માટે ખેડુતને ધાનની પેદાશ છે કે નહિ તે જાણવા દરકારનાં કારણ પછી ઓછા રહે. કચ્છમાં તો જમીનનાં પ્રકાર, વર્ષો નબળાં વિગેરેમાં વિઘોટી પદ્ધતિ શ્રાપ બને તેવી છે, પણ ભાગ બટાઇ પદ્ધતિનો અમલ ક્રુર નોકરશાહીને હાથ હોતાં તેની ખરાબ બાજુ પ્રગટ છે. અને સારી બાજુ તદ્દન અપ્રગટ છે. આવી ક્રુર નોકરશાહીને હાથ વિઘોટી પ્રણાલીમાં કરવરા વર્ષોમાં રાંક રૈયતની શું હાલત એ કલ્પનાચિત્ર વિઘોટી તરફ પક્ષપાત કરનારાઓએ જરા વિચારવા યોગ્ય છે. જો દાનત સાફ હોય, ભિરૂતા ન હોય, સમજણ હોય તેને ભાગબટાઇ પદ્ધતિ તો આશીર્વાદ રૂપ થઇ પડે તેવી છે. અને હમણાં પણ ખેતીનાં કંઇ નિભાવનાં કે ટકાવનાં તે કારણો છે. એમ નમ્ર અભિપ્રાય છે. વિઘોટી તરફ વધતું જતું વલણ પણ સમજી શ-

હાય છે પણ તે શ્રી દરબાર ધારે તો કે વસતી પણ ધારે તો સુધરી શકે જ.

## ઢાળ પદ્ધતિ

પાકો માલ ખેતરમાં ઉભો હોય ત્યારે તેમાં થવાની પેદાશનો પંચકયાસ કરી તે પ્રમાણે ભોગભાગ થાય તે પણ ખેડુ આપવા બંધાય એટલે વલ કે કરસણાં ખળામાં આવે કે તરત જ તે પીસી ધાન કાઢી ઉપર જણાવ્યા પંચકયાસ પ્રમાણે ભોગ દરબા-રમાં ભરી રોકડ બાબ આપી દે કે પછી તેવા તેવાને ખળામાંથી ધાન લઇ જવાની છૂટ. આ ઢાળ પદ્ધતિ કેટલેક ઠેકાણે-કદાચ જુના વખતમાં સર્વત્ર પ્રચલિત પદ્ધતિ અમલમાં મૂકવા સરખી છે. જો પંચકયાસ કબૂલ ન કરે તો ખળું તૈયાર કરી ભરાવે. આમ સઘળું આપી શકાય તેમ છે. તો ખળામાં થતો ખોટીપો, ખળાં ચોરીનો હાઉ લગભગ બંધ પડે. કારણ કે શ્રી. દરબારભાગ ખળાંમાં ધાન આપવા પહેલા નક્કી થઇ જાય એટલે ચોરી થવા કે કરવાપણું રહેતું નથી. પછી તે પ્રમાણે વસૂલાત કરવાનું કામ અધિકારીનું અને તરત આપી તેથી ફારેગ થવામાં થોડો કે ઝાઝો વખત લેવાની મરજી મુનાસબ તક ખેડુને મળે છે.

ચોમાસામાં બાજરો કરે અને પાણી પાય તો ઉંચા ભાગ પાળી આપવા રસમ અને વહીવટ છે. પણ પાણી ગણી મંડાવવા એમ હોવાથી ખેડુ બિચારો પાણી પાય અને મંડાવે; પણ માંડ-નાર પ્રભુ માંડે, મરજી મુનાસબ અને ઉંચા ભાગ માટે તેઓની મહેરબાની ખરીદવી પડે છે. તેવા પિત્ત માલની કણગરીમાં પણ પાળી આપવું જોઇએ.

આ કણગરી રોકડા બાબત કચ્છમાં સર્વત્ર તેને નામે અને બહાને ખળાં ભરાઇ ગયા બાદ રાજભોગ લેવાઇ ગયા બાદ પોતાની દીક્ષા લેવા વગેરે માટે ખળાં અધિકારી અટકાવી રાખે છે. શા. ૧૯૫૭ સ. નં. ૧૮ કે રોકડ બાબત વસુલ કર્યા પછી ખળાં ઉપાડવા રજા આપવી. આ સરક્યુલરનો ઘણામાં ઘણો દુરોપયોગ થાય છે. કચ્છમાં કોઇપણ ખેડુત આ બાબત આપવામાં મના કે

ઢીલ કરવા ઇચ્છતો નથી. તેજ વખતે આપવા તૈયાર છે. છતાં આ બાબતની ઘણાંમાં ઘણી ઉઘરાણી બાકી છે. કારણ કે ખળાં ભરાતી વખતે તેની ઉઘરાણી બહુ જ જુજ ઠેકાણે થાય છે. જ્યારે ગામ ઝાંપો વગેરે બીજી પરચુરણ લાગતો ઉઘરી જાય છે. આ ઉઘરાણી દર ઉપની એ હિસાબસર થાય છે. અને ધ્રુ કે વહીવટ-દારને આપવા સબંધી ઉઘરાણી દર ઉપનીએ ફોડો થાય. આમ બને. ઉઘરાણી પાછળ લખી વિગતનો ફોડો નક્કી થતાં થઇ શકે તે ખાતર રોકડ બાબતની ઉઘરાણી પણ પાછળ રાખે છે. પછી જ્યારે તે થાય ત્યારે ખેડુતો પાસે સગવડ પણ ઓછી થઇ જાય. વગારદાર પગાર ચૂકે તે દિ ઢીંગલાવાળો તે દિ જે લેણદારને પોતું તે પોતું પછી રહ્યું તે રહ્યું. તેમ ખેડુતો ખળાને દિ સગવડવાળા અને દિલાવર હોય છે.

પછી તો તંગ હાલત. ઘરમાં રોકડું મળે માંડ તેવા સંજોગોમાં કોઇ જણ પર ત્રણ કોરી હોય રોકડ બાબત–ત્રણેક કોરી ધ્રુ, વહીવટદારના બાબતની–તે દેવા આવે ત્યારે ત્રણ કોરીની સગવડ કરી શકયો હોય તો રોકડ બાબ પડતો રહે બાકી અને ધ્રુ, વહીવટની બાબ ચુકતે થઇ જાય, આમ રોકડ બાબતની વસુલા-તમાં ઢીલ આ કારણો અને આંતરિક સ્થિતિને લઇને થાય છે. પહોંચો તો આપવાનું બહુ થોડું છે.

આ પરિસ્થિતિ આ અંગે છે. માટે રોકડ બાબત જ્યાં અને જેટલી આ બાકી ઉઘરાણીમાં છે. તે માટે ખેડુતોને જવાબદાર ન ગણતાં તે તે વખતનાં ખળાં અધિકારી અને ધ્રુને ગણવા જોઇએ અને આ ઉઘરાણી માફ થવી જોઇએ.

## ખેડુતોને ખાસ રાહતો

(૧) જે ગામે ઘાણી ન હોય તે ગામથી તલ સરસીઆ પીલાવવા લઇ જાય ને લઇ આવે તેનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. ન. ૧૩૦.

(૨) લોક ભેંસ, ઉંટ, ઘોડા, બળદ, સાટોસાટ દે લે તેનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૧૩૦.

(૩) જે ગામે ખત્રી ન હોય ત્યાંથી રંગાવવા કપડું લાવે તેનું આયાત નિકાશ દાણ નહિ. શા. ૧૯૨૭. સ. નં. ૧૩૦.

(૪) કાલાં બહારગામથી ભાંગવા આવે તેનું દાણ નહિ. શા. ૧૯૨૭. સ. નં. ૧૯૩૦.

(૫) ફળફુલ બકાલાનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. ન. ૧૩૦.

(૬) જે ગામમાં સાળ ન હોય તે ગામમાં લોક ઘરનું સુતર બહાર લઇ જઇ વણાવી આવે તેનું આયાત નિકાશ દાણ નહિ. શા. ૧૯૨૭ સ. ન. ૨૫૯.

(૭) બહારનું માણસ ગામમાં રહેવા આવે તે સાથે ધાન વગેરે માલ હોય તેનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૨૫૯.

(૮) ચોકી ભરતો હોય તેવા ઉપર વાડીઆ ઠામની પેદાશ લાવે તેનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૨૫૯.

(૯) જુની પાવર વેચે તેનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૩૬૬.

(૧૦) બળદો સારૂં જુલ ગામમાંથી લે કે બહારથી લાવે તેનું દાણ લેવું નહિ શા. ૧૯૨૭ સ. નં. ૩૬૦.

(૧૧) લોકોની વહુ દીકરી આણું વળી આવે તેના દેજ કે ધાનનું દાણ લેવું નહિ. શા. ૧૯૨૭ સ. ન. ૩૬૦.

(૧૨) ઉપર વાડીઆ ખેતર ખેડી ધારી ભાગનું ધાન કે કપાસ લાવે તેનું દાણ લેવું નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૩૬૦.

(૧૩) લોકો ઘર ખરચ સારૂં મણુગત માલ મણુ ૧ સુધી, ધાન બે સૈ સુધી, લુગડું કોરી દશ ૧૦ સુધીનાનું દાણુ લેવું નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૩૬૦.

(૧૪) ડગાળા, મોખાણુાના પટેલને ટકા ૨૫–૧૨ાા પાલી આપવા શા. ૧૯૨૭ સ. નં. ૩૬૦.

(૧૫) કપાસની ફુટી લોઢાવા બહાર લઇ જાય અને પાછી લાવે તો દાણ લેશોમાં. શા. ૧૯૨૭ સ. નં. ૮૭૨.

(૧૬) ગામમાં જાનવરો વેચાય તેની સીંધોટી લેવાય છે. એજ જાનવર એજ સાલમાં ગમે તેટલી ઉથલે વેચાય પણ બીજી વખત સીંધોટી લેશોમાં. શા. ૧૯૨૭ સ. નં. ૮૭૨.

(૧૭) વસતી પોતાનું ધાન ઉધારે ઉધારૂં લે દે તેનું દાણ લેશોમાં, શા. ૧૯૨૭ સ. નં. ૮૭૨.

(૧૮) કઢારે ધાન લોક લે દે તેનું દાણ નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૯૩૬.

(૧૯) ખોરડા સારૂં વરોણ કે ખેડનો સામાન બહારથી લાવે તેનું દાણ લેશોમાં. શા. ૧૯૨૭ સ. નં. ૯૩૬.

(૨૦) સાદી ગમી સારૂં જણસ માલ લાવે તેનું દાણ લેશોમાં. શા. ૧૯૨૭ સ. નં. ૯૩૬.

(૨૧) વાડી વાવવા ધઉં માપ ૩૨ લાવે ત્યાં સુધી દાણ લેવું નહિ. શા. ૧૯૨૭ સ. નં. ૯૨૬.

(૨૨) લોકો પેટ અર્થે પરદેશ જઇ પાછા આવે ત્યારે બંદરી જગાત ચુકવી રેણાકને ગામે જાય ત્યાં તેની સાથેનાં માલનું દાણ લેશોમાં. શા. ૧૯૨૭ સ. નં. ૯૬૨

(૨૩) સ્વાર ગામડે જાય તેના ચરાના ભાવ ઠરાવી ચરાનાં પઇસા તેના પાસેથી ખેડુતને અપાવવા. શા. ૧૯૩૩ સ. નં. ૧૨૭.

(૨૪) લોકોને રેવન્યુ કામે કચેરીએ ન બોલાવતાં ગામે જઇ કામ પુરા કરવાનાં શા. ૧૯૪૩ સ. નં. ૯૯.

(૨૫) બકાલું લોકો ખાધા સારૂં ૨૦-૨૫-ક્યારા સુધી કરે તેની વિઘોટી તળોટી ન લેવી. શા. ૧૬૩ સ. નં. ૧૧૨.

દરબારી નોકરોને નીચે પ્રમાણે મના છે.

(૧) નોકરોએ વેઠે મજૂરી કરાવવી નહિ. શા. ૧૯૩૧ સ. નં. ૫૩.

(૨) શાક મફત લેવું નહિ. શા. ૧૯૩૪ સ. નં. ૧૪૦.

(૩) હવાલદાર લોક પાસેથી ખાવાનું લેશે તો સજા થશે. શા. ૧૯૨૭ સ. નં. ૪૧૧૭.

(૪) પ્રુએ બુકી લેવી નહિ. શા. ૧૯૨૬ સ. નં. ૩૦૬૨.

(૫) અમલદારોના પગાર ચાડીકા સહિતનાં છે. શાં ૧૯૩૪ સ. નં. ૧૦૪૯.

(૬) પ્રુએ પોતાનો ચાડીકો રાખવો પણ વેઠે ગાડું લેવું નહિ. પાલવે તો ભાડું આપવું પણ વેઠે ન લેવું શા. ૧૯૪૩ સ. નં. ૯૧

(૭) સૌને ફેરણીનાં ભથાં દરબારશ્રીજી દે છે. શા. ૧૯૬૧ સ. નં. ૫૯૬૦ તથા શા. ૧૯૬૬ સ. નં. ૬૬૯૪

(૮) ભથાંના પૈસા મળ્યા છતાં ગામ લોક પાસેથી કંઇ લેશે તેણે દરબારી પૈસાનો ગેરોપયોગ કર્યાનો ગુન્હો ગણાશે. શા. ૧૯૪૦ સ. નં. ૯૩

(૯) ખેડુઓને રખડપટી ન કરાવવી. શા. ૧૯૪૫ સ. નં. ૧૩

(૧૦) પોલીસનાં પગારોમાં હમણાં તો વધારો થયો છે. પણ દંડાને વડે ગામડાંમાં ફરજીઆત બધું લે છે.

આ લંબાણ વિગત રજુ કરતાં જણાવવાનું એ છે કે અમલ સર્વત્ર તદ્દન ઉલટો છે. વસ્તુ જેની મના કરવામાં આવેલ છે તે ખૂબ પ્રવર્તે છે. અને જે રાહતો આપવામાં આવી છે તેનો અમલ લગભગ બંધ છે. અને જો છે તો મહેરબાની ખરીદવી પડે છે. એટલું જ નહિ પણ શ્રી. દરબાર મરજી કે રસમથી બીજી રીતે પોતે વહીવટો કેટલાક ઇજારાવાળા પણ કરી નાંખે છે. તેને કોઇ પૂછતું પણ નથી.

રસમ કે જુના વહીવટો ઉપરાંત લાગામાં નીચે પ્રમાણે નવા લાકડાં આ પાંચ દશ વર્ષમાં ઘુસી ગયા જણાય છે :—

(૧) ભોગભાડું. ભોગ વિગેરે તો લેવાય છે. હવે તો એ ભોગતું ધાન જ્યાં રાખે તે જગાનું ભાડું તેનું તાળું કુંચી વિગેરે ગામ પાસેથી પણ લેવાય છે. ક્યાંક તો દરબારી જગ્યા હોય તેમાં ઘ્રુ વગર ભાડે રહે છતાં.

(૨) ખળાં ભરતી વખતે મજુરી એકવાર ગામ આપે પણ પછી ધાન વેંચાણ વખતે ભરાય ત્યારે પણ મજુરી લેવાય છે.

(૩) ક્યાંક પગ ચાલની કોરી ૧૧ ઉપરાંત પેટીઆની કરી ૦।।। બીજી વધારે લેવામાં આવે છે.

(૪) એક ખેડુ પાસેથી ઉપર વાડીઆ વાવે તો ગામ વાર હવાલદાર માપું લેવાય છે. ખરી રીતે શા. ૧૯૩૫ સ. નં. ૮૭ પ્રમાણે ખેડુવાર છે.

(૫) તે ઉપરાંત આગળ પાના પર લખેલ બધી રાહતોથી વિગેરેની માફી તે ફરીથી લેવાનું શરૂ છે.

(૬) કમી, ધર્માદા, પસા, અને કરમપસા એમ બે પ્રકારનાં પસા જે કોઇ દોકડામાં ભોગવે તો તે પર ચોકીની લાગત ઉપની કોરી પાંચ તથા કોરી દશ છે. તે ક્યાંક તો કમી, ધર્માદા પસાવાળા પર પણ દશ લેવામાં આવે છે.

(૭) ખાણમાંથી પોતાના ખોરડાં માટે પાણાં કાઢે તે પર લાગત અવલથી નથી. હવે ગાડે ૦)૩ દોકડા હમણાં કોઇ પંદરેક વર્ષથી થઇ છે.

## વેઠ

વેઠનો ત્રાસ હજી ઘણો છે. વેઠે કંઇ લેવું કે કરાવવું નહિ એમ નામદાર હજુરશ્રીએ કહ્યું છે. તેવો ફોજદારી કા. ક. ૧૧૫-

૧૧૬ પ્રમાણે કાયદો છે. સરક્યુલરો ગઇ કાલ સુધી થતાં આવ્યાં છે. છતાં હજુ વેઠ ગાડાં મજુરી લેવાય છે. ક્યાંક તો પોતે ભાડાં ન આપતાં ગામોથી ગામ ખાતે અપાવે છે. ટુંકામાં આ હુકમનો દરબારી નોકરો ચોકખું અપમાન કરે છે. આતો ખૂબ ચર્ચાઇ ગએલો વિષય છે.

રાજ્યના હુકમ રાજ્યના ધારાનું અપમાન કરી રાજ્ય અને વસ્તી વચ્ચે એખલાસને ધક્કો લગાડવાનું નોકરશાહીનું આ વર્તન ગુનાહિત કૃત્ય જેવું હવે તો છે. અને ૫૭ જ કલમ ૧૧૫-૧૧૬ તેમજ બીજા ફોજદારી કલમો હોય તે તો જાણી બુજી ભંગ કરી હુકમનાં અપમાનનું તહોમત ક. ફો. ક. પ્રમાણે ચાલી શકે તેવી સ્થિતિ છે. માટે વેઠ કામ કોઇએ કરવું નહિ. ગમે તે ભોગે આ ગેરવહિવટનો ચોકખો ઇન્કાર રૈયતને હવે કરવો જોઇએ. અને તેમ કરતાં જે નુકશાન ભોગવવું પડે તે ભોગવવું અને નોકરશાહીને જરાપણ નાક કે શરમ કે શ્રી. દરબાર તરફ વફાદારી હોય તો આ વર્તન એકદમ સુધારવું આવશ્યક છે. તેમ ન કરવાથી તેઓ શ્રી. દરબારની મોટામાં મોટી કુસેવા કરી રહ્યા છે.

## ગામઝાંપો

દરેક ગામે ગામેરાં ખર્ચો માટે ગામઝાંપા ઉધરે છે. શ્રી. દરબારને આથી સબંધ નથી. તેમ દરમ્યાનગીરી પણ નથી. આ લાગો ગામને ઝાંપે બાગો, જગમ, બાવો, ફકીર આવે જાય અને ખળાવાડને કાંટો વાડ કરવો પડે કે આજુબાજુના રસ્તાઓના સમારકામ કરવાનાં હોય વિગેરે શસ્તી રીતે ગામને કરવા પડે તેવા ખરચો માટે નક્કી થયેલ પણ તેમાંથી રસ્તા કોઇ રીપેર કરવા કરાવવાનું કરતા નથી કે ગામને ઝાંપે આવનાર બાવા, ફકીરને દાદ નથી આપતા પણ આ ગામ ઝાંપામાંથી અમલદારોને મોટી મોટી રકમો લાંચમાં અપાય છે. કોઇ કામગીરીએ અમલદાર આવે તેના ગંજાવર ખર્ચો આ ખાતેથી અપાય છે. આમ ખર્ચો ગામ ખાતે એકદમ વધતા જાય છે. અને ગામનાં પટેલ વિગેરે આગેવાનો અમલદારોને પારકે નાણે જશ ખાટવા ખાય

ખવરાવે છે. આમ થતાં દર કળશીએ માત્ર બે કોરીથી વધારે ન લેવું તેવો એક ચોવીશીની રસમમાં ઉલ્લેખ પણ છે. તે બદલે કોરી બાર કે પંદરની ઉઘરાણી થાય છે. અને તે વળી પાળાપાળે કરે છે. આવો ભયંકર દુરૂપયોગ આ ગામઝાંપાનો છે. અને તે માટે સર્વાંશે તાલુકા તેમજ ગામનાં દરબારી નોકરો જવાબદાર છે. દરબાર દરમ્યાનગીરી આની ઉઘરાણીમાં ન હોવા છતાં દરબારી રોકડ બાબની ઉઘરાણી મુલતવી રહે તો ભલે રહે પણ આ ઉઘરાણી અધિકારી કરાવી આપે છે. અને તેનાં વહીવટને માત્ર પોતાના સ્વાર્થ ખાતર અંધારામાં રાખે છે. અને તેમ તેવા રાખનારાને પોષે છે.

આ સ્થિતિ ઉપરાંત બીજી એક ગંભીર પરિસ્થિતિ આ લાગાની ઉઘરાણી ઉભી કરે છે કે આ ઉઘરાણીનો દુરૂપયોગ અને ફાળો વધતો તે હવે ગજા ઉપરાંત થતો હોવાથી ગામનાં ગરીબ લોકોની કચવાણ અને ખુમરાણ વધતી જાય છે. તેથી તે લેવા દેવામાં તેમના તરફથી કચકચાટ થાય છે, તો આ અંગે ચાલતો આર્ડર વહીવટ અને વધુ થતાં ફાળાને જે કોઇ આડે આવે કે કચવાટ બતાવે, કે વાંધો વૃષ્ટિ કરે–કરાવે તેમના ઉપર અધિકારીનો સીધો રોષ ઉતરે છે. અને તેવાને ટુંકા કરવા તદ્દન ખોટા બનાવટી આરોપોથી પકડી પાયમાલ કરતાં પટેલ, ફ્રુવ હવાલદાર અને વહીવટદાર બધા સંયુક્ત ગોજનાઓ અને તજવીજો કરી ફસાવે છે. બધા અનર્થોનું મૂળ આ છે. આ વસ્તુસ્થિતિ ઉઘરાણીનાં વધુ ફાળાઓ કરતાં પણ વધુ ભયંકર બની ગયેલ છે.

ખળાવાડને વાડા, કાંટો, ગામના ગરીબ ખેડુઓ પાસેથી કરાવી લે. પટેલ ને આવી મજુરી કે કામગીરી કે લાગા મફત પાળી અપાતા તે બદલે હવે પટેલ, ચોધરીઆ, આગેવાન, મોકદ્દા અમલદાર કે ધ્રુના ખુશામતીઆ પાંગતીઆ વિગેરેને પાળી દેવામાં આવે છે. તેમાં વળી હવે જમાનાનાં વા જોનારા ઉઠે તેવા ભળતાં તેને પણ કદાચ ન બોલાવે, તેવા બાદ આ ગરીબોપર આ માર ખાસ રીઝવર્ડ થઇ પડી છે.

ગામવાળાઓ ઉપર દરબારી હકકે ખળાં ચોરી જમીન દબાવવા બાબત એમ જુદાં જુદા બહાને કેસ થાય છે. તેના ફેંસલાઓના કારણમાં આ વસ્તુ સ્થિતિનો મોટો ભાગ હોય છે. ઉપર જણાવી બધા ગેરઇન્સાફ હક મારવાની વાત, હેરાન કરવાની બાબત કે રાજ્ય હક–હકુમત સંભાળની ડંફાસ કે ડોળ પાછળ સાચું રહસ્ય આ વાતમાં છે. બધાને સીધો કે આડકતરી રીતે આ વાતથી કંઇ સંબંધ હોય છે. અને આ બધી જાળ ગામ ઝાંપામાં વ્યાજબી કચકચાટ કરનાર માટે સદા તૈયાર રાખી તાલુકા અધિકારીઓ બેઠા છે.

આમ પોતાના સ્વાર્થમાં જ્યાં ગેરૂ પડ ત્યાં તો કોઇ બહાને ગેરકાયદે કે ગેર રીતે રાહે બેસાડવા શ્રી દરબારે આપેલ અધિકારનો ઉપયોગ થાય છે. તેમ કરવામાં ફોજદારી કે ન્યાય કોર્ટમાં ચાલે તેવા કામો વહિવટદારો પોતે ચલાવી લે છે. જ્યુડીશીયરીમાં આવી રીતે દખલગીરી કરી નાંખે છે.

આ બધા અનર્થોનું મૂળ ગામ ઝાંપો છે. માટે આ ગામ-ઝાંપા અંગે

(૧) વધુમાં વધુ ઉપની કળશી એ એક માપ ધાન અથવા તેટલા પુરતી કોરી કે તે પ્રમાણે સકાલાં માંથી ગામઝાંપો ઉઘરાવવો

(૨)તેનો ઉપયોગ આગળ જણાવ્યા ગામેરા કાર્યો સિવાય બીજી રીતે કરવો નહિ.

(૩) તેનો વહિવટ ગામ તરફથી ખાસ નિમાએલ કમીટી કરે.

(૪) વધારે લાગો કે ફાળો ન ઉઘરે તેની જવાબદારી ખુ વહીવટદારની

(૫) ગેરવહીવટ માટે કોર્ટમાંથી દાદ લઇ શકાય.

આવા નિયમો કરી કચ્છ દરબારી ગેઝેટથી પ્રસિદ્ધ કરાવી તેથી બીજી રીતે વર્તનાર પર તે માટેનાં તોહમતો લાગે તેવી જાહેરાત અને અમલ જરૂરનાં છે.

ગામેરાં કે સીમમાં તળાવોમાં કચ્છમાં પાતાળી પાણી કોઇ ભાગ્યશાળી ગામોએ છે. બાકી તો તળાવો પર આધાર છે. તે માટે દરેક ગામે તળાવો ગામેરાં પાણી પીવા માટે હોય છે. અને સીમમાં તળાવડાં ખેતર પાદરે જાતાં આવતાં કામ લાગે તેવા ચોમાસાં શિયાળાની મોસમ સુધી ચાલે તેવાં હોય છે.

આવાં તળાવો સખી લોકોએ, ગામ લોકો શ્રી દરબારે અથવા તો કાઠી લોકોના વખતમાં ખોદાએલાં છે. આવા તળાવો દર સાલ નિયમીત ખાણેત્રાને અભાવે છીંછરાં થતાં જાય છે. એ વાત તરફ ખાતું દુર્લક્ષ વધારે પડતું છે. તેથી ગામને તેમજ સીમની ખેડને નુકશાન કરતાં છે.

તળાવીઆ ઠામો તરીકે ઓળખાતાં ખેતરોની પેદાશ આ તળાવોનાં ખાણેત્રાં માટે છે. તેમજ તળાવના બાવળ વિગેરે તળાવની પેદાસ પણ તે માટે છે. આવી ગોઠવણ લગભગ સર્વત્ર છે. અને તેની આવતી ઉપજ તે તે ગામનાં તળાવને નામે અનામત જમા શા. ૧૯૩૪ સ. નં. ૨૪ પ્રમાણે વહીવટદાર કચેરીએ રહે છે.

જ્યાં આવું કંઇ ન હોય ત્યાં કે જ્યાં હોય ત્યાં તળાવનાં ખાણેત્રાં અંગેના ખર્ચમાં શ્રી દરબાર અને ગામ અર્ધોઅર્ધ ખર્ચ આપે એવું ઠરાવવા જરૂર છે. એમ કરીને પણ આ તળાવોમાં પાણી જેમ બને તેમ વધારે અથવા તો જેટલું ચાલે તેટલું ખરૂં તો તેવી સ્થિતિ જાળવવા બંદોબસ્ત છે. પણ તેનો અમલ નથી,

(૧) અનામત જમાનો નિવેડો આવતો નથી એટલે ઉપજ હોવા છતાં ઉપયોગ નથી.

(૨) અનામતમાંથી વાપરવા હુકમ થાય તો તસલમાત ખાતે મંડાવી કામ કરાવવાની અધિકારીઓમાં વૃત્તિ ન હોવાથી કોઇ તો કોઇ બ્હાને મંજુરીનો અમલ થતો નથી. અથવા તો મજુરી અતિ ઓછી બતાવે કે કોઇ કામ કરવા આવે નહિ. આ કાયગીરી ગામ પંચાયતને સોંપી દેવી જોઇએ.

(૩) ખોટ ઉપાડી ખેતરમાં નાંખવાની વાત ખેડુતોએ મૂકી દીધી જણાય છે. અને તેમ તે કોઇ ઉત્તેજતું નથી. આગળ તેમ થતું હતું સ. નં. ૧૨૭ શ્રા. ૧૯૩૪ પ્રમાણે સમજુત થઇ ખોટ ઉપાડવામાં આવે તો ખેતરમાં પાકને ફાયદો થાય અને તળાવ પણ સુધરે.

## ખાતર પુંજો

ખાતરનો નિયમ એવો છે કે અચો સહે તે ખાતર ખાય. અહિં તો ઘણે ઠેકાણે એ બાબત બહુ જ જીકર છે. શ્રા. ૧૯૨૩ સરકયુલર પ્રમાણે કે રાવળા ખેતરો સિવાયનાં ખેતરોમાં ખાતર નાખવા દેવું નહિ. આ સરકયુલર જુનું છે. પણ બહુ કડક છે. શ્રી. દરબારે તો મોટું મન રાખી આવા સરકયુલરો હવે બંધ કરવા જોઇએ. રાવળી પેદાશ વધારવા બીજા ઘણાં રસ્તા છે. તે તરફ દુર્લક્ષ છે. આ સરકયુલરથી રાવળાં ઠામો સિવાયમાં ખાતર નથી પડતું એ માન્યતા ખોટી છે, ખાતર તો જ્યાં પડતું હોય ત્યા જ પડે છે. બલ્કે આધિકારીઓને કમાઇનું સાધન છે.

આવું સંકુચિત મન આ સરકયુલર સિવાય કયાંય નથી તો તે પણ ન રાખતાં આ સરકયુલર બંધ થવું જોઇએ.

## શહેરમાં ગામડીઆ

શહેરમાં ગામડીઆને બહુ જ તકલીફ પડે છે. લાકડાં ચરા, બન્નીના બાવળ, ચુંગીની લાગત, ગાડાં ચરાના દલાલો, નાકા પરનાં નાની ધર્માદા લાગતોના ઇજારાવાળા વિગેરે તરફથી બહુ જ ત્રાસ છે, બધા ઇજારાવાળા પોતાને શસ્તી રીતે જે લેવું જોઇએ તેથી વધુ બીજી રીતે રીતસર પડાવે છે તેને કોઇ સજા કરતું નથી.

## ગામડામાં ગામડીઆ અને ગામની હાલત

(૧) નવા ચણતરમાં કોચવણો વધતી જાય છે. આબાદી વધતાં આ અડચણ ભારે પડે છે.

(૨) તળોટના ઇજારદારો વર્ષોવર્ષ બદલે તે વહીવટ... ફેરફાર પોતાનાં સ્વાર્થમાં કરે. તે આગળ જ... નડતર બને છે.

(૩) નિશાળ, દવાખાનાની સગવડ બહુ જ દૂર છે.

(૪) આજુબાજુના રસ્તા સારા નથી હોતા.

(૫) સડક હોય તો તેની લાગત કોઇ ચોક્કસ પ્રમાણ વગર ઇજારદારની મુન્સફીએ આપવી પડે છે. સદંતર તુટી ગઇ હોય ત્યાં પણ લેવાય છે.

(૬) હવાલદાર, વાઇ, ગગી, પાંટીઓ અને ચોકીઆત હકીકતમાં ગામના નોકર છે (હવાલદારનો માપ રીત સર લેવાય છે) જ્યારે બાકીના પણ ગામને ઉપયોગી થવા કરતાં દરબારી નોકરોનાં ચાંચીઆ વધારે છે. અને એમ કરવા કરાવવામાં ધ્રુ વહીવટદારને હાંસલ છે.

(૭) ગામના ચોરાની હાલત બિસ્માર સ્થિતિવાળી થઇ ગઇ છે.

(૮) દરબારી જગ્યા બહુ ઓછે ઠેકાણે છે.

(૯) સાર્વજનિક જગ્યા મંદિર, તળાવ, કુવો, કે મસીદ બધાં બેદરિયાફ સ્થિતિ ભોગવે છે.

## ગ્રામ્ય પંચાયત

ઉપરોક્ત ગામડાઓની સ્થિતિ સુધારવા કે તેવી સાર્વજનિક જગ્યાઓનું ધણીપણું કરવા ઉપરાંત ગામ ઝાંપા વિગેરેનો વહીવટ કરવા વિગેરે ગામેરાં કામકાજ માટે ગ્રામ્ય પંચાયતો ગામેગામ થવા જરૂર છે.

(૧) ગામના પટેલ અને ચાર ચોધરીઆ ગામ પસંદગીના શ્રી. દરબાર નિમનોકથી કામ કરે તે પંચાયતના સભ્યો.

(૨) આ સભ્યો પૈકી કોઇ પણ સંબંધી ગામમાં જેટલાં સાંતેડા હોય તેના અર્ધાની સહીથી તેને પચાયત-

માંથી દૂર કરવાની અરજ થાય એટલે તે સ્વયં રીતે–automatically સભ્ય મટી જાય.

(૩) કોઇપણ કારણસર ખાલી પડેલો જગ્યા પહેલી કલમ પ્રમાણે પુરાય.

(૪) પંચાયતે કરવાના કાર્ય.

(૧) ગામ ઝાંપો ઉધરાવે તેનો વહીવટ કરે.

(૨) તળાવીઆ ખેતરોની ઉપજ પ્રમાણે જરૂર પડતી રીતે ખાણેત્રાં વિગેરે કરાવે.

(૩) સાર્વજનિક જગ્યા તમામનું ધણીપું કરે (જે ગામ ઉપર નભતી હોય તે સાર્વજનિક)

(૪) ગામના નોકરો પર દેખરેખ રાખે.

(૫) ગામનાં એકંદર હિત જાળવવાનું કરે.

(૬) ગામેગામના રસ્તાનાં સમારકામ કરાવવાં.

## તાલુકાબોર્ડ

આવા ગ્રામ્ય પંચાયતોનો તાલુકાવાર સમૂહ દરેક પંચાયત તરફથી એક પ્રતિનીધી વાળો થઇ તાલુકાબોર્ડ બને અને તે તાલુકાનું એકંદર હિત જાળવવા તાલુકાનાં ગામોમાં અરસપરસ ઉપયોગ થવા બનતું કરે. આ તાલુકાબોર્ડો તરફનાં પ્રતિનીધીઓ નામદાર હજુર શ્રી પાસે આવાજાવ કરી શકે. અને તાલુકાબોર્ડો દર છ મહિને–કારતક તથા વૈશાખમાં નામદાર હજુર સાહેબ હજુર એકેક વખત મળે. આમ એક ખેડુતથી ના. હજુરશ્રી સુધી એક સાંકળે જોડાણ હોવાની જરૂર છે. એટલે વચલાઓ રાજા, રાજ્ય, અને પ્રજા વચ્ચે અંતર વધારવા કશા ગેરવહીવટો કે ગેરસમજો ઉભી કરી શકે નહિ. અને કચ્છનાં ખેડુતોની એકંદર હાલત અને હિત ના. હજુરશ્રીનાં સતત લક્ષમાં રહ્યા જ કરે.

## ખેડુતોની કરજવાન હાલત

કચ્છમાં મુન્દ્રા, માંડવી, અબડાસા કે નખત્રાણા તાલુકાવાળા ખેડુતો ઓછા કરજવાન છે. જ્યારે ભુજ, અંજાર, ભચાઉ, લખ-

પત અને રાપર તેમજ ખડીર–ખાવડા વાળા કરજવાન છે. સબબ કંઠી અબડાસા વાળા ભાગમાં વાણીઆ ભણુસારી, લોહાણા, ખોજા, મૂળ ખેતીનું કામ કરતા તે પરદેશ જનારા થયા હોતાં પોતે દેશમાં જો પોતાની ખેતી ચાલુ રાખે છે તો ત્રોટો પુરો બહારની કમાઇથી કરે છે. અને બીજા તાલુકાવાળાઓની સ્થિતિ ઉલટી છે. એટલે કે તમામ દેવાદાર સ્થિતિવાળા છે.

લેણદાર (૧) શ્રી દરબાર (૨) વેરાવટ કરનાર

(૧) શ્રી દરબાર પાસે નાણાં મેળવવામાં પ્રથમ તકલીફ પડે છે. મળ્યા પછી ઉઘરાણીમાં થોડીક કનડગત ખરી પણ લેણદાર પોતે શ્રી દરબાર હોવાથી વ્યાજ કે મૂળમાં ખોટી લેતી દેતી કે ખોટા હિસાબનો સંભવ નથી. આમ એકંદરે આ લેતી દેતી ખેડુતોનાં એકંદર હિતમાં સારી છે.

શ્રી દરબારે ખેતી કરનારાઓને ખેતી સુધારવા માટે કે સંચા સુધારવા કે જમીનમાં બાંધા બંધ કે કુવા કરાવવા તકાવી એટલે વ્યાજે નાણું ખેડુતોને આપવાનો ધારો શ્રા. ૧૯૩૩ સ નં. ૫૬૭ કરેલ છે. તેના નિયમોમાં ખાસ,

(૧) જે કામ માટે તકાવી લીધેલ હશે તેમાં જ વાપરી શકાશે.

(૨) પાંચ વર્ષમાં કોઇ ખાસ કારણ સિવાય તે ભરપાઇ કરી દેવું પડશે.

(૩) વ્યાજનો દર દર મહીને દર સતે આના ચાર. તેમજ પિત મોલમાં ઘઉંનું બીજ સવાયું વર્તી આપી પછી ભોગ ભરાય છે. એટલે તે રીતે બીજ પોચ કરવાની તાકીદ અને સગવડ રાખવામાં આવી છે.

ખેડુને સારે નરસે ટાણે પણ ધીરધાર કર્યા હોવાનું ક્યાંક જાણવામાં આવે છે. ગરાસીઆ સાથે તો ખૂબ ધીરધાર આઠ આનીના વ્યાજે થયું જણાય છે. આમ શ્રી દરબારનો લાભ ખૂબ લેવાયો દેવાયો છે.

એને ખેડુઓ ભોગભાગ ભરી લીધા પછી ખેડુનો પોતાનો ધોરી ભાગ રહે તેની પાંચમી પાંતી મજકુર ખેડુ ઉપરનાં શ્રી દરબારનાં લેણાં પેટે ભોગ સાથે જ લેવાઇ તેની જમા થાય છે ખરી.

આમ વ્યાજ અને મૂળ નાણું લેવાની પદ્ધતિ ખેડુતને ભારે ન પડે તેવી છે. કૂવા કરવા આબાદીખાતાં તરફથી લાખોની ધીરધાર થઇ છે, પણ આમ લેતાં દેતાં દરબારી વચલા નોકરોની પજવણી બ્યાજુ દેવાની અરજી કરે ત્યાંથી એવી શરૂ થાય છે કે આ સગવડ હોવા છતાં કોઇ લાભ ઉઠાવી શકતું નથી.

ખેડુતની સ્થિતિ જરૂરીઆત વિગેરે તપાસ થાય તો તેમાં પણ ખરી હકીકત તો પ્રભુ, વહીવટદારને મનાવે તો જ જાહેર થાય. પછી વરિષ્ટ અધિકારી કે તેના ચીટનીસોને મનાવે ત્યારે મંજુર, કદાચ, થાય. પછી લેવા જાય ત્યારે જાણે. "ખુદા વાસ્તે" પોતાનામાંથી આપતા હોય તેમ સૌ કોઇ વહીવટદાર હુકમ કરનાર અવલ કારકુન ચિટનીસ, હુકમ લખનાર, ડાયરીમાં છાપનાર, ચોપડે લખનાર અને રોકડી ગણનાર શરાફ બધા પોતાની લાગત વસુલ કરે અને ડેલીએ બેઠા સીપાઇ પણ સલામી માગે. વળી ઉઘરાણીમાં ચોક્કસ નિયમો નહોતા, ખેડુતોની બેસમજ કે ઢીલ કરવાનું કરાવી તેનો થઇ શકે તેટલો દુરોપયોગ કરી ઉઘરાણી લંબાવે અને તે રીતે ચૂસ્યા કરે. આ બધું Pending લટકતું રાખવાની પદ્ધતિ એકંદરે બહુ જ ત્રાસદાયક હોવાથી પ્રસંગ પાડતાં ડરી જાય છે.

(૨) વેરાવટનું કામ કરનાર વેપારી વર્ગ તો બિલ્કુલ સ્વાર્થલોલુપ, ક્રુર સ્વભાવવાળા છે. તેમને તો લાગ જોઇએ જ. ખેડુઓને સારે નરસે ટાંકણે જે જોઇએ તે આપે. સવાયા તો શું પણ દોઢાં બમણાં દામ માંડે અને રોજદારી વ્યાજ ગણે. અને એમ મુખમાં ત્રણ ચારગણો તફાવત. વ્યાજ અતિ ઘણું. એમ જે તેમનું લેણું થાય તેમાં વળી ખેતરમાં ઉભો મોલ બહુ નજીવી કિંમતે ખંડી લે. આમ ચારે તરફથી ખેડુતોને માર, માર,

અને માર. આ વોરાથી લેતી દેતક કરવાની પદ્ધતિમાં છે. ખેતરો ભેળી ઠામ બધાં મંડાવી લે. ન્યાયાધીશની સ્વાર્થાંધતાને પોષી આવા ધોટાવાળાં કરજો સાચા ઠરાવી તામીલો બજાવી સંચના સામાનો, બળદો, ગાડાની જપ્તીઓ કરી કરાવી દમદાટી-થી લેવાય તે લઇ લે અથવા કબજે કરી લે. પણ શ્રી. દરબારથી લેવા જવામાં મેળવવામાં થતી કોચવણોને લઇ બીજો કોઇ રસ્તો નહોતાં આ માર્ગ જાણ્યા છતાં પોતાનાં નાશનો માર્ગ રાંક બિચારાઓને લેવો પડે છે. આ રાંકોને તેની હાલતની ક્રુર મશ્કરીરૂપ સ્થિતિએ તેમને કંગાલ બનાવવામાં બહુ જ ભાગ ભજવ્યો છે. આવો રાયટ કરનાર લોક પાસેથી જ્યારે લોક કંઇ લેવા જાય ત્યારે બહુ જ મીઠા મધુર અને જાણે દુનિયામાં સાચા સગા આજ હોય એમ જણાય, અને કાંડા કલમ કરી લીધા પછી તેનું વર્તન ક્રુરમાં ક્રુર બની જાય છે. ખાસ કરી વાગડમાં એ સ્થિતિ બહુ પ્રવર્તે છે.

આ સ્થિતિ ટાળવા પ્રથમ જરૂર છે કે,

(૧) શ્રી દરબારથી લેતીદેતીનો પ્રસંગ પાડતા ડર લાગે છે. તે સ્થિતિ સુધરી તકાવીનાં ધારાનો અમલ થાય તેમ કરવું.

(૧) તકાવીના ધારાનો કલમ ત્રીજી કે " હપ્તાની મુદ્દત ખાસ કારણ સિવાય પાંચ વર્ષથી વધારે ઠરાવવામાં આવશે નહિ. " તેમાં આ સુધારો જરૂરી છે કે (જે અમલ છે ખરો કે) " હપ્તો (વ્યાજસહિત) ખેડુનાં ધોરી ભાગના પાંચમા ભાગથી વધારે નહિ લેવામાં આવે.

(૨) ખેડુને ખેતીના સુધારાના કામ ઉપરાંત કે સિવાય પોતાના કોઇ અગત્યના કારણસર નાણાંની જરૂર હોય તો તેવી ધીરધાર પણ શ્રી દરબારે કરવી.

(૧) વ્યાજ મહીને આઠ આની.

(૨) હપ્તા ઠરાવી લેવા (ચોક્કસ સંખ્યાથી વધારે નહિ.)

(૩) રાજભાગ, રાજના તે સાલના કરવેરા વિગેરે લીધા પછી તકાવી અંગેનો હપ્તો તેના નિયમ પ્રમાણે લીધા પછી આ લેણાંના ચડત વ્યાજની વસુલાત ઉપરાંત મૂળમાં નક્કી થયેલ હપ્તો લેવાનો.

(૪) આ પેટે આ ખેડુનાં ચાળ મંડાવી લે.

(૫) ખેડ ઉપરનાં બીજા કોઇ કરજદારની તેવી તામીલ આ બધુ ભરપાઇ થયા બાદ ચાલી શકે.

વેરાવટ કરનાર માટે તેવા કામ ચાલવા ચલાવવાં ખાસ ધારા થવા જરૂર છે.

(૧) મૂળ ખરેખર શું અપાએલ છે તેની તે વખતે શું કિંમત એ બાબત પ્રથમ પુરવાર કરવાની ફરજ વેરા પર રાખવી અને તે બાબતનાં સ્પષ્ટ નિર્દેશના તેવા દસ્તાવેજને તેટલું ઓછું વજન આપવું.

(૨) વ્યાજ દર મહીને દર સતે દશ કે બાર આનાથી વધારે લે નહિ. લે કે લખાવી લે તેને ગુન્હાહિત કૃત્ય માની નસીયતે પોંચાડવા.

(૩) ખેડુતનાં ચાળ, ખેતીનાં બળદો કે સાધન જપ્તીમાં ન લેવાય.

(૪) વેરાનાં લેણાંનાં હિસાબની સહી સિક્કાવાળા દસ્તાવેજ હોય તો પણ પુરી તપાસ પહેલેથી છેલ્લે સુધી કરાવવી.

(૫) ઝડપ—એટલે મોલ થયા કે પાકયાં પહેલાં ચાલુ બજાર ભાવથી અર્ધાથી પણ કદાચ ઓછે ભાવે પેદાશ ખાંડી લે તે સદંતર બંધ કરવું જોઇએ અથવા બજારમાં નીચામાં નીચો ભાવ હોય. તે પાળી અપાવી જેટલી મુદ્દત નાણાં રોકયાં હોય તેનું વ્યાજ અપાવવું.

(૬) વ્યાજ વધી વધી મૂળથી વધારે ન વધી શકાય એટલે મૂળ વધી વધી ડબલ થઇ શકે, વધારે નહિ.

# કોઓપરેટીવ બેંક

શ્રી દરબાર એકલે માથે અથવા વેપારીઓના સાથ સહકારથી ખેડુતો ને આ વ્યાજખાઉથી પાયમાલીથી બચાવવાના માત્ર ઉદ્દેશથી લીમીટેડ સ્વરૂપમાં બેંક રાખી તેમા ડાયરેકડરોને સ્વતંત્ર અધીકાર સોંપી ખેડુતોને ધીરધાર કરવી, કરાવવી જોઇએ. તો છુટા ક્યાંક જાય છે તે પણ જતા અટકે. ખેડુતો ઠગાતા બંધ થાય અને કચ્છમાં બેંક છેજ નહિ તે પણ થતાં રોકત કરવાં માગતા ને તેવી સગવડ પણ મળે તે માટે.

(૧) વ્યાજનો દર નક્કી કરવો.

(૨) ઉઘરાણી કરવા સંબંધી નિયમો નક્કી કરવા.

આ પ્રશ્ન વેપારી દૃષ્ટિએ વિચારવાનો હોઇને એ સંબંધી વિગતોમાં ઉતરવાનું તેવા નિષ્ણાતોને વધુ સહેલું છે.

## એકંદર સાર

(૧) અધીકારીઓની અસાધારણ અસહ્ય કોચવણ, પૈસા ચૂસવાની નીતિ.

(૨) ખેડુતોમાં દરિદ્રતા અને અક્ષરજ્ઞાનનો અભાવ.

(૩) શ્રી દરબારની જરૂર બેદરકારી

(૪) મૂળ રસમો, રાજા પ્રજા વચ્ચેની સમજણો તરફ મશ્કરી કરવા જેવું દુર્લક્ષ અને અધિકારીઓનાં મરજી મુનાસબ અર્થો બેસાડવાની વૃત્તિથી થતી વિપરિત દશા.

(૫) ગામઝાંપા વિગેરે સાર્વજનિક બાબતનો ગેરવહીવટ.

## કમમાં કમ માંગણીઓ

(૧) રસમો, વહીવટો પ્રસિદ્ધ કરવા, ખેડુ અને અધિકારી વચ્ચેની કામગીરી બાબત ચોક્કસ નિયમો—Code નક્કી કરી મોલ વાવવાથી ખળાં ઉપડતાં સુધી ખેડુ તથા અધિકારીઓને અરસપરસ કેમ વર્તવું એ જાહેરની જાણ માટે પ્રસિદ્ધ કરવા.

(૨) શ્રી દરબાર સિવાયનાં કોઇ લાગાલગત આપવા શ્રી

દરબાર સંમતિથી નક્કી હોય તો તેનું વિગતવાર પત્રક જાહેરની જાણુ માટે પ્રસિદ્ધ કરવું.

(૩) કલમ ૧–૨ અંગે કાંઇ ફેરફાર થાય તો તેની જાહેરાત કચ્છ ગેઝેટથી કે બીજી રીતે બહોળો ફેલાવો પામે તેમ કરવું.

(૪) તકાવી ધારાનો અમલ, કોઓપરેટીવ બેંકની યોજના હાથ ધરવી.

(૫) ગ્રામ્ય પંચાયતોની તાત્કાલીક યોજનાનો અમલ અને નામદાર હજુર શ્રી સુધી સાચી ત્રુટક વગરની સાંકળ ચાલુ રહે તેમ કરવું.

(૬) વેઠ એકદમ બંધ કરવી, બેગારના નિયમો બહાર પાડવા.

(૭) ખાતર પુંજામાં છુટ, ઢાઢા છુટાં જેવી સ્થિતિ આણવી.

(૮) તળાવીઆ અમાનતનો ઉપયોગ.

(૯) રસમથી બીજી રીતના વહીવટ બંધ કરવા.

(૧૦) ગામડામાં રેણાક કરવા જમીન વેંચાણના ચોક્કસ નિયમો.

(૧૧) ખેડુતો વર્ષમાં ૭ માસ નવરા હોય છે. ત્યાં ત્યાં ગામની આજુબાજુના તળાવો અને ખાસ કરી સડકો કરાવવી તે એવી રીતે કે જો અર્ધું ખર્ચ ગામ ઉપાડી લે તો અર્ધું ખર્ચ શ્રી દરબાર આપે. આમ નવરાને ઉદ્યોગ સર્વત્ર થઇ જશે.

(૧૨) અક્ષરજ્ઞાન પ્રચાર–કોચવણો એકદમ બંધ કરવી.

(૧૩) એકંદર હકીકત સહીત તે નજરે ફેરફાર કરવા ભલામણ કરવા ખાસ તપાસ સમિતિ (અર્ધ દરબારી)ની તાત્કાલિક નિમણુંક.

(૧૪) જ્યાં જ્યાં ખેડુતો વેપારીઓનાં કરજના બોજા નીચે દબાએલા છે અને તેથી તેમની જમીન દોકડામાં કે તેવી રીતે બીજાને (ખેડુ સિવાયના વર્ગને) હાથ છે અથવા જવામાં છે ત્યાં ત્યાં તેવાં કરજોના વ્યાજબી ગેરવ્યાજબીપણું નજરે નિહાળી કરી જમીન ખેડુઓની રહે તેમ કરવા Settlement Officerની નીમનોક કરવી.

# ગરાસીયા ગામોના ખેડુતો

ગરાસીયા ગામોના ખેડુતો પર ત્રાસ ઘણો જ છે. ગરાસીયાઓ આંખ મીંચી બહુ જ કનડે છે. દરેક પ્રકારના ત્રાસ ચોરી, છીનાળી કરીને પણ પજવવામાં જરા પણ મણા નથી રાખતા. એટલે સુધી કે ગામના પાણી પીવાના કુવા હવાડા પર પણ મનાઇ કરી પોતાના હક આમ સ્થાપે છે. એ કથા આથી પણ ઘણી જ કરૂણ અને ભયંકર છે. લેવાનું દર સાલ વધુને વધુ અને પજવણી પણ વધુ. આ સ્થિતિ તરફ શ્રી. કચ્છ દરબારથી એ પારકી રૈયત છે એ બહાને પણ દુર્લક્ષ થઇ શકે તેમ નથી.

અંજાર કચ્છ
તા. ૧૮-૬-૩૧

કાંતિપ્રસાદ ચંદ્રશંકર અંતાણી

સૌરાષ્ટ્ર મુદ્રણાલય-રાણપુરમાં અમૃતલાલ અંબાશંકર દવેએ છાપ્યું.